॥ श्री जगदम्बा विजयते ॥

# श्री देवी गीता ।



Reg. No. 268

( ભટ્ટ વલ્લભ ધોળાની પ્રથમ જયંતિ પ્રસંગે દાંતાના ઉદાર અને ધર્મનિષ્ઠ, શ્રીમન્મહારાજ કુમાર સાહેબ શ્રીભવાનિસિંહજી સાહેબ બહાદુર તરફથી ભેટ આપવામાં આવ્યું છે. )

મૂલ્ય:-
કાચું પુઠું રૂ. એક
પાકું ,, ,, ,, દોઢ

-પ્રકાશક-
ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા
સંપાદક: ભારત જીવન-અમદાવાદ.

॥ श्री जगदम्बा विजयते ॥

# श्री देवी गीता।



( ભટ્ટ વલ્લભ ધોળાની પ્રથમ જયંતિ પ્રસંગે દાંતાના
ઉદાર અને ધર્મનિષ્ઠ, શ્રીમન્મહારાજ કુમાર સાહેબ
શ્રીભવાનિસિંહજી સાહેબ બહાદુર તરફથી ભેટ
આપવામાં આવ્યું છે. )

મૂલ્ય:- -પ્રકાશક,-
કાચું પુઠું રૂ. એક ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.
પાકું ,, ,, દોઢ સંપાદકઃ ભારત જીવન—અમદાવાદ

—પ્રકાશક—

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

ઠે. દાણાપીઠ-નવોવાસ-આગલી પોળ,

અમદાવાદ.





દ્વિતીયાવૃત્તિ પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૧, ઈ. સ. ૧૯૨૫.

ધી "સૂર્યપ્રકાશ" પ્રીન્ટિંગ પ્રેસમાં,

પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપી.

ઠે. કાળુપુર ટંકશાળ—અમદાવાદ

अखंड प्रौढ प्रताप नेक नामदार युवराज महाराज कुमारश्री



**श्री भवानीसिंहजी साहेब बहादुर.**

दांता भवानगढ.

# સમર્પણ.

—:૦:—

અખંડ પ્રૌઢ પ્રતાપ, સ્વધર્મ નિષ્ઠ, નેકનામદાર શ્રી મન્મહારાજ કુમાર શ્રીભવાનિસિંહજી સાહેબ બહાદુરની સેવામાં.

સ્વ. દાંતા–ભવાનગઢ.

આપ નામદારના પરિચયમાં આવતાં હું જોઇ શકયો છું કે આપના અંતઃકરણમાં ધર્મજિજ્ઞાસા સતત્ જાગ્રત થઈ રહી છે. આપની શ્રી જગદંબા પ્રત્યેની ભક્તિ–ભાવના, પૂજન અર્ચન અને યજ્ઞ–યાગાદિ દૈવિકર્મો આપ સતત્ કરતા રહો છો. પ્રજાજનોને સુખી કરવા માટે આપ પ્રયત્ન કરી રહ્યા છો, પશુ વધ બંધ કરી આપે અનેક અંતઃકરણની શુભ આશીષ ગ્રહણ કરી છે. યાત્રાળુઓને સુખી કરવા-તેમને સંતોષ આપવા રેલ્વે વગેરે સાધનો સ્થાપવા તીવ્ર ઇચ્છા છે, આપની શાંત અને ઉદાર વૃત્તિ જોઇ આપશ્રી જેવા દેવી–ઉપાસક રાજવીના કર કમળમાં "દેવી ગીતા" ગ્રંથ અર્પણ કરી કૃતાર્થ થાઉ છું.

"ભારત જીવન" કાર્યાલય.
અમદાવાદ.
તા. ૧૯–૪–૨૫.

નમ્ર સેવક,
ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતાના
જય અંબે.

# નિવેદન.

ગુજરાતના જૂદા જૂદા સમ્પ્રદાયો તરફથી પોતપોતાના શાસ્ત્રીય ગ્રંથો પ્રગટ થયા છે તેમાં દેવી-સમ્પ્રદાયને માટે આ એક ઉત્તમ ગ્રંથનો વધારો થયેલો જોઇ દેવી ભક્તોને આનંદ જ થશે. ગુજરાતી ભાષામાં વૈષ્ણવો ઉપરાંત બ્રાહ્મણ, ક્ષત્રિય આદિ વર્ગમાં શ્રીકૃષ્ણ ભગવાન કથિત અર્જુન ગીતા, પંચરત્નગીતા, વગેરેનો પ્રચાર બહોળા પ્રમાણમાં છે. એ ગીતાની લાખો કોપીઓ છપાય છે, વેચાય છે, અને વચાય છે, ઘેરઘેર અર્જુન ગીતા જોવામાં આવે છે. પછી તે શૈવ હો કે દેવીભક્ત હો, પણ સત્ય કહીએ તો દેવી ભક્તોએ પોતાના કલ્યાણને માટે **દેવીગીતા**નું પઠન પાઠન કરવું કરાવવું જોઇએ. જેઓ શ્રી જગદંબાના ભક્ત છે, જેઓ શ્રી-દુર્ગાસપ્તશતીનો નિત્યનિયમિત અથવા અનુકૂળતાએ પાઠ કરી શ્રી જગદંબા પ્રત્યે પોતાની ભક્તિ દર્શાવી રહ્યા છે અને જેઓ દેવીના ઉપાસકો છે તેમને માટે તો **દેવીગીતા** ગ્રંથ અમૂલ્ય ઉપદેશક છે. એ ગ્રંથનું તેમણે નિત્ય પઠન કરવું એ જ તેમનો પરમ ધર્મ છે. પરંતુ જનસમાજમાં જોવામાં આવે છે કે "દેવીગીતા" જેવા અમૂલ્ય ગ્રંથનો પ્રચાર બીલકુલ નહિ જેવો છે. અનેક દેવીભક્તો "દેવીગીતા" ગ્રંથનું નામ જ જાણતા નથી. ત્યાં પછી તેઓ તેનું પઠન શી રીતે કરે?

આવો અતિ ઉત્તમ અને કલ્યાણપ્રદ ગ્રંથ બંગાળી ભાષામાં મ્હારા વાંચવામાં આવ્યો. બંગાલામાં અનેક દેવીભક્તો છે. તેઓને ઘેરે ઘેર "**દેવીગીતા**" પુસ્તક વંચાય છે એ પણ એક બંગાલી વિદ્વાન

સાધુ દ્વારા જાણવામાં આવ્યું. તે ઉપરથી મ્હને એ વિચાર સ્ફૂર્યો કે "**દેવીગીતા**" જેવું અમૂલ્ય પુસ્તક ગુજરાતમાં સર્વત્ર પ્રસરવું જોઈએ. દેવીભક્તોમાં તે સારી પેઠે વંચાવું જોઈએ. દેવીભક્તોએ તેનો સારી પેઠે લાભ લેવો જોઈએ. આ વિચારથી એ પુસ્તકનું સરલ ભાષામાં મ્હેં ભાષાંતર તૈયાર કર્યું અને જનસમાજ સમક્ષ **સસ્તે મૂલ્યે** પ્રગટ કરવાની મ્હેં ધારણા રાખી, તે દરમ્યાન એકાએક શ્રી જગદંબાના પરમ ભક્ત મહાત્મા **ભટ વલ્લભ ધોળાની જયંતિ** ઉજવવાનો પ્રસંગ આવ્યો. દશ બાર દિવસમાં જયંતિની તૈયારીઓ સાથે "**દેવીગીતા**" પ્રકટ કરવાની ઉતાવળ થઇ. મ્હારૂં લખેલું પુસ્તક છપાવતાં વધારે વિલંબ થાય એમ હોવાથી સદ્‌ગત્ શાસ્ત્રી જીવરામ લલ્લુભાઇકૃત "દેવીગીતા" ગુર્જરપ્રજા સમક્ષ સાદર કરવામાં આવે છે. આશા છે કે મ્હારૂં લખેલું પુસ્તક પ્રગટ થાય ત્યાં સુધી દેવીભકતો આ પુસ્તકનો લાભ લેશે. મ્હારૂં લખેલું પુસ્તક જેમ બને તેમ જલદી પ્રકટ થશે.

પ્રસ્તુત પુસ્તકની બે હજાર પ્રતો છપાવી "**ભટ વલ્લભ ધોળાની જયંતિ**" પ્રસંગે પ્રેક્ષકવર્ગમાં **વિના મૂલ્યે** વહેંચવાની ઉદારતા બતાવવા માટે દાંતાના ધર્મનિષ્ઠ, નેકનામદાર શ્રીમન્ મહારાજ કુંવર સાહેબ **શ્રી ભવાનિસિંહજી સાહેબ બહાદુરનો** ઉપકાર માનવામાં આવે છે. શ્રીમંત મહારાજ કુંવર સાહેબે કેટલાક સમયથી રાજ્યની લગામ પોતાના હાથમાં લઈ સુવ્યવસ્થિત રાજ્યકારભાર ચલાવવા માંડયો છે, રાજ્યમાં કેટલાક સુધારાવધારા કરી રૈયતને સંતોષ પમાડયો છે. તેઓશ્રીએ અજમેર રાજકુમાર કોલેજમાં અંગ્રેજી ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરવા સાથે દેવી સમ્પ્રદાયનાં ઉચ્ચ ધર્મ તત્વો જાણવાનો યત્ન કર્યો છે, અને તેઓશ્રી શ્રી જગદંબાની

સતત્ ઉપાસના કરે છે, દેવી ઉપાસના સંબંધી અનેક શાસ્ત્રીય ગ્રંથો હજી અંધારામાં જ પડયા છે. તે સર્વ ગ્રંથો ધીમે ધીમે પ્રકટ થાય એવી કોઇ સ્થાયી યોજના કરવાની તેઓ નામદારશ્રી ઇચ્છા રાખે છે. આરાસુરમાં* બિરાજતાં શ્રી આદ્ય અંબાજી માતાનું પ્રાચીન તીર્થ સ્થાન તેઓશ્રીના રાજ્ય અમલમાં આવેલું છે. ત્યાં પણ રાજ્ય તરફથી યાત્રાળુઓને કોઈ પણ પ્રકારનો ત્રાસ ન થાય અને ભાવિક યાત્રાળુઓ સુખેથી શ્રી જગદંબાની યાત્રા તથા માતાજીનું પૂજન કરી શકે એ માટે પૂરતો બંદોબસ્ત રાખ્યો છે. તેઓશ્રીએ ગત્ વર્ષમાંજ પશુવધ બંધ કર્યો છે, અને હજી બીજા ઘણા સુધારા વધારા કરવાની તેઓશ્રી ઇચ્છા રાખે છે જે ધીમે ધીમે અમલમાં આવશે. તેઓશ્રીના પૂજ્યપિતા ધર્મનિષ્ઠ શ્રીમંત મહારાણાશ્રી હમીરસિંહજી સાહેબ બહાદુરે ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવ્યું છે અને હમણ તેઓશ્રી શ્રી જગદંબાની ઉપાસનામાં પણ દિવસો નિર્ગમન કરે છે. તેઓશ્રીના મુરબ્બી સમાન વડીલ કાકા શ્રીમંત મહારાણાશ્રી મોહોબતસિંહજી સાહેબ બહાદુરે પણ કેટલાક વર્ષ પર્યંત રાજ્ય ચલાવી દાંતાની અને અંબાજીની પ્રજાને તથા યાત્રાળુઓને સર્વ પ્રકારે સુખ-સંતોષ આપ્યો છે. ત્રણેક વર્ષ ઉપર ત્યાંની ભીલ પ્રજાએ રાજ્ય વિરૂદ્ધ બંડ ઉઠા-

---

* આરાસુરનાં શ્રી અંબાજી માતાનું સ્થાનજ અતિ પ્રાચીન ઉગ્ર પીઠ છે. શ્રી કૃષ્ણ ભગવાનના માથાના વાળ ત્યાં ઉતર્યા છે. ભાવિક ભક્તોએ ત્યાં જઈ માતાજીનાં દર્શન-પૂજનનો લાભ લેવો ઘટે છે. આરાસુરનાં અંબાજી સિવાય શ્રી અંબાજી માતાનું આદ્ય સ્થાન ગુજરાતમાં બીજે કયાંય નથી. એવો ઐતિહાસિક પૂરાવો છે:—
ડા. રા. મહેતા.

વવાની તજવીજ કરેલી પણ પ્રજાપ્રિય નેક નામદાર શ્રીરાજ સાહેબ મોહોબતસિંહજી સાહેબ બહાદુરે શાંતિ જાળવી સર્વ પ્રજાજનોને સમજાવી, તેમનાં મન રાજી રાખી શ્રી મહારાજ કુંવર સાહેબને હાથે બંડ સમાવી દીધું હતું, હજી પણ આ વૃદ્ધ તપસ્વી રાજવી રાજ્યસાશન પ્રત્યે શુભ આર્શીવાદ પ્રેરતા શ્રી જગદંબાનું ચિંતન કરી રહ્યા છે. સર્વે પ્રજાનું શ્રેય ઇચ્છનાર દયાળુ અને ધર્મનિષ્ટ રાજાઓનું સર્વ પ્રકારે કલ્યાણ જ થાય છે, પ્રજા પણ તેમના શરણમાં રહી પોતાની જીવન યાત્રા નિર્વાહ કરવા ઇચ્છે છે. દાંતા સ્ટેટની પ્રજા અને યાત્રાળુઓ દાંતા નરેશનો વિજય ઇચ્છે છે અને તેઓશ્રી સર્વે પ્રકારે સુખી થાય એ જ તેમની શ્રી જગદંબા પ્રત્યે પ્રાર્થના છે.

પ્રજાને સદ્‌ભાગ્યે ધર્મનિષ્ઠ દિવાન સાહેબ ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ સાહેબની દાંતા સ્ટેટમાં નિમણુક થઇ છે. વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ દિવાન સાહેબને રાજ્ય કાર્યભારનો બહોળો અનુભવ ઇડર અને માણસામાં મળી ગયો છે. તેઓશ્રીની પણ ઇચ્છા છે કે દાંતા સ્ટેટમાં તાર, રેલ્વે, સડકો જેવાં સારા સાધનો થાય અને પ્રજાને તથા શ્રી આરાસુર અંબાજી માતામાં આવતા યાત્રાળુઓને અનેક પ્રકારે સુખ થાય. શ્રીમંત મહારાજ કુંવર સાહેબની પ્રજા પ્રત્યેની શુભ લાગણીમાં દિવાન સાહેબની લાગણી ઉમેરાઇ છે, એટલે સોનામાં સુગંધ જેવું થયું છે, શ્રી જગદંબા બંનેને પવિત્ર હસ્તે પ્રજાનું કલ્યાણ કરાવે.

આ લેખક પણ તેવીજ શુભ પ્રાર્થનાપૂર્વક જગદંબાનું સ્મરણ કરે છે.

ભટ શ્રી વલ્લભ ધોળા જયતિ.<br>
૧૯૮૧ ચૈત્ર વદ એકાદશી.<br>
અમદાવાદ.

ડાહ્યાભાઇ રામચન્દ્ર મ્હેતા.



# ભટ્ટ વલ્લભ ધોળા જયંતિના પ્રમુખ સાહેબનો ટુંક પરિચય.

તા. ૧૯-૨૦-૪-૨૫ ને દિવસે અત્રેના પ્રેમાભાઇ હૉલમાં દેવી ઉપાસક મહાત્મા ભક્તશ્રેષ્ઠ શ્રી **વલ્લભ ધોળાની જયંતિ** ઉજવવામાં આવી હતી, તે પ્રસંગે દાંતા રાજ્યના નેક નામદાર **મહારાજ કુમાર સાહેબ શ્રી ભવાનિસિંહજી સાહેબે** પ્રમુખસ્થાન સ્વીકારવા કૃપા કરી હતી. આ સ્થળે દાંતા રાજ્યનો ટુંક પરિચય આપવો ઉચિત છે.

દાંતાના મહારાણાશ્રી પરમાર કુળના છે અને પરદુઃખ ભંજન મહારાજા વિક્રમાદિત્યથી ઉતરેલા છે. એમની મૂળ રાજ્યધાની ઉજ્જયિનીમાં હતી. ઉજ્જનથી આબુ થઇ અને તે પછી સિંધમાં નગરઠઠ્ઠા થઈ. એ વખતે મહારાણાજી શ્રી જશરાજ રાજ્ય કરતા હતા. જશરાજના પુત્ર કેદારસિંહને દેવીએ ઝેરીવાવ આગળ વસાવ્યા આ ઝેરી વાવ અંબાજી માતાના સ્થાનથી ત્રણેક માઇલ દૂર પૂર્વ દિશામાં આવેલી છે, અને ત્યાં જૂનો લેખ હાલ છે. કેદારસિંહે નાગ જાતિના રાજપૂતોની કુંવરી સાથે વિવાહ કર્યો. દાંતાના રાણાઓ મૂળથી દેવીના ઉપાસક છે. એમનો ઇતિહાસ સુપ્રસિદ્ધ છે અને તે ઇતિહાસને લગતાં તેમજ બીજાં પુસ્તકોમાં પણ આપેલો છે. * " અહીંના રાજ્ય કર્ત્તા પુરૂષની મહારાણાશ્રી એવી પદવી છે. અત્રેના રાજ્ય કર્ત્તાઓ સૂર્યવંશી પાટવી શાખાના હોઇ ઉજ્જયિની નગરીના વિખ્યાત વિક્રમાદિત્ય રાજાના પવાર અથવા પરમાર જાતિના રજપુત છે. આ રાજ્યનો વિસ્તાર ૨૩૦૦ ચોરસ માઇલ છે. ત્હેની

* વીરમતી પુસ્તક પાનું ૨૦ જૂવો.

ઉત્તરે સિરોઇ, દક્ષિણે ગાયકવાડનો મુલક, પૂર્વે ઇડરનું રાજ્ય અને પશ્ચિમે પાલનપુરનું રાજ્ય છે. વિક્રમાદિત્યની પેઢીનો ૪૮ મો પુરૂષ અને શાલિવાહનનો ૨૧ મો પુરૂષ ઉદયાદિત્ય સંવત્ ૨૩૭ એટલે શકે ૧૦૨ માં ગાદી ઉપર બિરાજમાન થયો, ત્હેણે માલવ દેશમાં આવેલી પવિત્ર ધારા નગરીને રાજ્યધાનીનું શહેર સ્થાપી ત્યાં પોતાનું રહેઠાણ રાખ્યું હતું. આ રાજા અતિ શૂર અને શાણો હતો. ત્હેને વાઘેલા કુળની એક અને સોલંકી કુળની એક એવી બે રાણીયો હતી. વાઘેલી રાણીને રણધવલ અને સોલંકી રાણીને જગતદેવ અથવા જગદેવ એમ બે પુત્રો હતા. જગદેવ રણધવલ કરતાં બે વર્ષે ન્હાનો હતો પણ મહા શૂરવીર, ધીર, બુદ્ધિમાન, નીતિમાન, પરાક્રમી, ઇષ્ટિની ઉપાસના કરનાર અને ઉદાર હતો વાઘેલી રાણી દેખાવે સુંદર છતાં સ્વભાવે ગર્વિષ્ઠ અને ક્રોધી હતી. અન્યનો ઉત્કર્ષ અવલોકી, જેમ ભર ચોમાસું જોઇને જવાસો બળી જાય છે તેમ બળી જતી હતી. ત્હેની સત્તા બળવતી અને અનિવાર્ય હતી. રાજાને ત્હેણે પોતાના સ્વાધીન કરી લીધો હતો. તે એટલે સુધી કે સહજ વાતમાં પણ તે દબાઈ જતો. વાઘેલી રાણીના ક્રોધી સ્વભાવની છાયા રાજાના મુખ ઉપર વખતોવખત પડતી હતી અને તેથી તેને વારંવાર અસહ્ય દુઃખ સહન કરવું પડતું હતું. પુરૂષ એક વખત સ્ત્રીને આધીન થયો એટલે તે કેવળ અંધ બની જાય છે, ત્હેનું જ્ઞાન નહિં જેવું થાય છે, ત્હેની સ્મૃતિ નાશ પામે છે, અને ત્હેની સ્થિતિ દયાજનક થઈ પડે છે. આવાં ઉદાહરણો આપણે અનેક વખત જોઇએ છીએ. વાઘેલી રાણીને સ્વાધીન થવાથી ઉદયાદિત્ય રાજાની સ્થિતિ તેજ પ્રકારની થઈ હતી. ત્હેણે સોલંકી રાણીને ઉદર નિર્વાહાર્થે એક ગામ કહાડી આપી જૂદી રાખી હતી. ત્યાં પોતાના પ્રિયપુત્ર અને આશ્રિત મંડળી સહ થોડા વતનમાં તે

કાલક્રમણ કરતી હતી. તે જાતે શાણી, શાંત અને સ્વભાવે કૌશલ્યા સમાન ધૈર્ય ધારણ કરનારી હોવાથી દીનસ્થિતિમાં પણ પોતે પુત્રનું મ્હોં જોઈ આનંદ માનતી હતી. સુશિક્ષિત, સદ્‌ગુણી અને સાધવી માતાનો વત્સલભાવ પૂર્વ જન્મના તપે પ્રાપ્ત થાય છે. ત્હેની પ્રજા પણ સુશિક્ષિત જ નીવડે છે. જગદેવને દેવી જેવી માતાએ જન્મ આપ્યો હોવાથી તે ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરી શક્યો હતો. આ માતા પુત્રને રાજાએ પોતાની નજરથી દૂર રાખ્યાં હતાં. તે તેમની જરા પણ સંભાળ લેતો ન હતો. થોડી આવકમાં સોલંકી રાણીએ સંતોષ માની પોતાનું ગુજરાન ચલાવી જગદેવને ક્ષત્રિકુલને યોગ્ય સર્વ પ્રકારનું શિક્ષણ આપ્યું હતું." તેજ જગદેવ પરમાર પાછળથી ઇતિહાસ પ્રસિદ્ધ નરવીર થયો હતો.

શ્રીમંત મહારાણા શ્રીદાંતાનરેશ અને ધર્મનિષ્ઠ નેકનામદાર શ્રી મહારાજ કુંવર સાહેબ એજ ક્ષત્રિકુલદીપક જગદેવ પરમારના વંશના છે.

આ રાજ્યના અર્વાચીન મહારાણાઓની કાર્ય દક્ષતા તેમજ લોકોપયોગી કામો જાહેર છે. તેમજ જમાનાને અનુસરીને કેળવણીના વિસ્તાર માટે પણ તેમણે ઉલટ બતાવેલી છે. ઈ. સ. ૧૮૮૬ માં સાદરામાં રાજકુમારો માટે એક કોલેજ ઉઘાડવામાં આવી તે વખતે દાંતાના મહારાણાશ્રી જશવંતસિંહજી સાહેબે સારી રકમ આપવા ઉદારતા બતાવી હતી. તે ઉપરાંત દાંતામાં એક તલાવ બંધાવ્યું છે અને એક વાવ બંધાવી છે. હડાદની પાસે જશવંત સાગર તલાવની પાળ બંધાવી. દાંતામાં નિશાળ, ધર્મશાળા, અને પાંજરાપોળનાં મકાન બંધાવ્યાં. ગબ્બર પર્વત ઉપર પગથીઆં કરાવ્યાં. વગેરે

લોકોપયોગી બહુ કાર્યો કર્યાં છે. હાલના મહારાણાશ્રી હમીરસિંહજી સાહેબના વખતમાં પણ રાજ્યમાં ઘણા સુધારા થયા છે. એમણે રૈયત ઉપરના કેટલાક કરો ઓછા કર્યા છે. હાલમાં જ નિવારસી નજરાણાનો રાજ્યમાં ચાલતો પ્રથા બંધ કરવામાં આવ્યો છે અને તેથી પ્રજા વર્ગ બહુ આનંદમાં આવ્યો છે. તેને માટે થોડા દિવસ ઉપરજ શ્રીદરબારી બગીચામાં આવેલા ગેસ્ટ હાઉસ આગળ રૈયત વર્ગનો મ્હોટો ભાગ મહારાણાશ્રીને માનપત્ર આપવા એકઠો થયો હતો. તેમાં નવાવાસ વગેરે ગામોના ગૃહસ્થોએ પણ ભાગ લીધો હતો.

મહારાણાજી શ્રી હમીરસિંહજી સાહેબને, મહારાજ કુમાર સાહેબશ્રી ભવાનિસિંહજી સાહેબ કોલેજમાં અભ્યાસ પૂરો કર્યા પછી ચાર વર્ષથી રાજ્યકાર્યભાર ચલાવવામાં મદદ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે. આથી મેયો કોલેજમાંના વિદ્યાભ્યાસમાં ઝળહળતી કારકીર્દિનું પ્રતિબિંબ દાંતાના રાજકારોબારમાં પડવા પામ્યું છે, અને દાંતા રાજ્યમાં અનેક સુધારા દાખલ થવાનો આશાજનક મામલો પ્રજાને ઉત્તેજિત કરી રહ્યો છે. વણજારા નામના દાંતા નજીકના એક ડુંગર પાસેથી એક ડેમ બંધાવી તે સ્થળેથી દાંતાની ઉત્તરે નિકળતા વહેલીયાદ્વારા હજારો એકર જમીન વાવેતર થાય તેવી યોજના ધારી છે. આથી રૈયત બહુ ખુશી થયો છે. તે ઉપરાંત ઉપરોક્ત વ્હેલીયા નજીક એક હવાડો પણ થોડા વખતમાં બંધાવવાનો છે. એક અંગ્રેજી સ્કુલ અને એક કન્યાશાળા ટુંક વખતમાં ઉઘડવાની છે. આતો પ્રજાના અંદરના સુખની વાત છે. યાત્રાળુઓના સુખાર્થે આરાસુર અંબાજી માતાજી નજીક સુધી રેલ્વે બાંધવાની યોજના પણ ચર્ચાઇ રહી છે. તેમ જ શ્રી માતાજીમાં બીજા પણ કેટલાક

સુધારા કરવાની તૈયારી ચાલે છે. આથી પોતે શ્રી લાખો યાત્રાળુઓનો આશીર્વાદ મેળવશે અને યાત્રાળુ તેમ જ વ્યાપારી વર્ગનેસુખ થશે.

મા જગદંબા સર્વને સદ્બુદ્ધિ આપે અને રાજા પ્રજા ઉભયને સંતોષ સાથે આનંદ આપે એજ પ્રાર્થના છે.

## શ્રી આરાસુરના અંબાજી.

દાંતા રાજ્યમાં આરાસુરી અંબા ભવાનીનું સુપ્રસિદ્ધ પુરાતન મંદીર આવેલું છે અને આ પ્રાચીન તીર્થસ્થાન ગુજરાત–કાઠિયાવાડમાં સુપ્રસિદ્ધ છે. પૂર્વના મહર્ષિઓને નિવાસ કરવાનાં અનેક પવિત્ર તપોવનોનું ભાન કરાવતી આ પુણ્ય ભૂમિમાં કેટલીક મુસીબતો વેઠીને પણ દેશના જૂદા જૂદા ભાગોમાંથી અનેક ભક્તો પ્રતિ વર્ષે શ્રી અંબાજી માતાએ આવે છે. શ્રી અંબાજી માતાનું મંદીર અરવલ્લી પર્વતોની હારને છેડે નૈઋત્યકોણમાં આરાસુરના ડુંગરમાં આવેલું છે. શ્રી અંબાજીથી ત્રણેક માઇલને છેટે કોટેશ્વર મહાદેવની સુરમ્ય જગો એક તપોવનના મધ્યભાગે આવેલ છે. ત્યાં નજીકમાં જ વાલ્મીકિશ્વર મહાદેવનું દેવળ છે. આ સ્થળે શ્રી રામચંદ્રજી અને વાલ્મીકજીનો મેળાપ થયેલો છે. સિદ્ધપુર અને પાટણ આવતી સરસ્વતી નદીનું મૂળ આ કોટેશ્વર મહાદેવની જગો આગળ છે. આ એક ચમત્કારિક સ્થળ છે. કેટલીક નદીઓમાં મૃતક મનુષ્યનાં હાડકાં નાંખવાથી તે ગળી જતાં નથી. જ્યારે આ સ્થળે હાડકાં નાંખતાંજ ત્રણ દિવસમાં તે તદ્દન ગળી જાય છે. શ્રી અંબાજી-માતાનું મંદિર ઘણું પ્રાચીન છે, અને શ્રીકૃષ્ણ પરમાત્માના માથાના વાળવડા શ્રીમાતાજીમાં ઉતરાવ્યા છે, એમ શ્રીભાગવતમાં બતાવ્યું છે. નજીકમાં જ કુંભારીઆ ગામ છે. તેમાં હેરત પમાડે એવાં જૈનોનાં મંદિરો છે. આ સ્થળે મૂળ કુન્દનપુર નામે મ્હોટું

શહેર હતું જેનો અપભ્રંશ કુંભારીઆ થયો છે. આ સ્થળે પ્રાચીન કાળમાં રૂક્મિણીના પિતાનું રાજ્ય હતું, અને અહિંથી શ્રીકૃષ્ણે રૂક્મિણીજીનું હરણ કર્યાનું કહેવાય છે. કુંભારીઆનાં મંદિરોનો ઇતિહાસ એવો છે કે: વીમળશા પરમદેવી ભક્ત હતા. તેમને દેવી પ્રસન્ન થયાં અને ભંડારા નામનો ડુંગર જે ગબ્બરથી પશ્ચિમે આવેલો છે તેમાંથી વીમળશાને અખુટ દ્રવ્ય આપ્યું જેનાવડે વીમળશાએ આ કુંભારીઆનાં દેવળો તેમ જ નજીકમાં આવેલા આબુ પર્વત ઉપરના જગજાહેર દેલવાડાનાં મંદિરો બંધાવ્યાં. પાછળથી વીમળશા ઉપર માતાનો કોપ થવાથી કુંભારીઆનાં બીજા દેવળો બળી જઈ માત્ર સાડાત્રણ દેવળો જ રહી ગયાં છે. માતાજીમાં માનસરોવર વગેરે સર્વ પવિત્ર સ્થાનો જોવા લાયક છે. ત્યાં અનેક ભક્તોએ ભવ્ય ધર્મશાળાઓ બંધાવી પ્રજાને ઉતરવાની સગવડ કરી આપી છે. ઉન્હાળામાં યાત્રાળુઓને પાણી પીવા માટે ઠેર ઠેર પાણીની પરબો બેસાડી છે તેમ જ રસ્તાઓ પણ કેટલેક સુધી સારા થયા છે. યાત્રાળુઓને કાંઈ ઈજા થતી નથી. શ્રીમાતાજીના પ્રતાપે કોઇને કાંઇ ઇજા થતી નથી. દાંતાના મહારાણાઓના પ્રતાપથી ચોર લુંટારાઓનો ત્યાં ભય નથી. શ્રી માતાજીમાં પણ દર્શન પૂજનની વ્યવસ્થા બહુ સારી છે. આરાસુરનાં અંબાજીમાતાનું આ પ્રાચીન સ્થાન ઉગ્ર પીઠ છે. જેથી ઘણા દૂર સુધીના લોકો ભક્તિભાવથી માતાજીનાં દર્શને આવે છે.

**ભટ્ટ શ્રીવલ્લભ ધોળા જયંતિના પ્રમુખ સાહેબ** શ્રી ભવાનીસિંહજી સાહેબ શ્રી અંબા ભવાનીના પરમભક્ત, ઉપાસક અને પૂજક છે. મા જગદંબા તેમને સુખી રાખે.

——(૦)——

# પ્રસ્તાવના.

ॐ सर्वचैतन्यरूपां तामाद्यां च धीमहि।
बुद्धिं या नः प्रचोदयात् ॥
ब्रह्मविद्या जगद्धात्री सर्वेषां जननी तथा ।
यया सर्वमिदं व्याप्तं त्रैलोक्यं सचराचरम् ॥
सैव सेव्या च पूज्या च नान्यद्वै देवतान्तरम् ।

गच्छतः स्खलनं क्वापि भवत्येव प्रमादतः ।
हसन्ति दुर्जनास्तत्र समादधति साधवः ॥

"ચાલનાર પુરુષનું પ્રમાદથી કોઈ જગાએ પડવું અવશ્ય થાય છે, તેમાં દુર્જન પુરુષો હસે છે અને સાધુ પુરુષો તેનું સમાધાન કરે છે." એ ન્યાયનો આશ્રય કરી મ્હારા ભાષાંતરમાં કોઈજગાએ ભ્રમપ્રમાદાદિ દોષોથી સ્ખલન થયું હોય તો વાંચનારે સુધારી લેવું એવી મ્હારી નમ્ર વિનતિ છે."

સર્વ મનુષ્યોએ ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ સંપાદન કરવા એ તેમનું મુખ્ય કર્તવ્ય છે. ચાર પુરુષાર્થમાં પ્રધાન જે ધર્મ છે તેનું સ્વરૂપ જાણવા માટે ધર્મશાસ્ત્રના ગ્રંથોનું સારી રીતે અવલોકન કરવું જોઇએ; કારણ કે ધર્મશાસ્ત્રોની અંદર મહર્ષિઓએ પોતાના તપોમાહાત્મ્યથી ધર્મનું સ્વરૂપ યથાર્થ રીતે વર્ણવ્યું છે અને તે ધર્મશાસ્ત્રોનું પઠન પાઠન આજકાલ સારી રીતે જોવામાં આવતું નથી, તેથી આર્યપ્રજાનો મ્હોટો ભાગ યથાર્થ ધર્મના સ્વરૂપથી તદ્દન અનભિજ્ઞ છે એમ કહેવામાં મને કંઈ પણ અડચણ નથી.

પ્રિય વાંચનાર તારા મનમાં ખાત્રી કરવી હોય તો કોઈ નિષ્પક્ષપાતી અને આસ્તિક ધર્મશાસ્ત્રને જાણનારા વિદ્વાન્ પુરુષની પાસેથી તું ધર્મશાસ્ત્રનું સારી રીતે શ્રવણ કર; જેથી ધર્મને બાને ચાલનારી પેઢીઓનું પોકળ તારા મનમાં આવી જશે, અને સત્ય ધર્મ આર્યાવર્તમાં કેવો હતો અને જે સત્યધર્મના પ્રભાવથી આર્યાવર્તની કેવી ઉચ્ચ સારી સ્થિતિ હતી એ સર્વનું સ્પષ્ટ રીતે તારા મનમાં ભાન થશે. તું તારા પોતાના અજ્ઞાનથી કોઈનાં ધર્માભાસ વચનો ઉપર ખોટો વિશ્વાસ મુકી ઠગાઇશ નહીં; કારણ કે આજકાલ યુગના પ્રભાવથી અને સાક્ષર વર્ગમાં પણ એક બીજાના સંપના અભાવથી તેમ જ રાગદ્વેષાદિ દોષોથી ધર્મના સંબંધમાં મહોટો કોલાહલ થયા કરે છે, પરંતુ જ્યાંસૂધી પોતાના મનમાં ઉદાર ભાવનાના અંકુરો ફુટયા નથી ત્યાંસૂધી સાક્ષર માણસ જાણતાં છતાં સ્પષ્ટ રીતે જનસમૂહમાં નહીં બોલી શકે અને કદાપિ કોઈ બોલશે તોપણ હઠ્ઠાપંથીઓ તેના માથે સંસ્કાર કરવામાં બાકી નહી રાખે એટલું જ નહિ પણ વંચક વૃત્તિથી જીવનારો ભિક્ષુક વર્ગ પણ તેનું જેમ બને તેમ અનિષ્ટ કરવામાં બદ્ધપરિકર થશે, માટે મારી સૂચના ધ્યાનમાં લઇ ઋષિ મુનિઓના ગ્રંથોનું તું અવલોકન કર અને તેમાંથી તને સત્ય ધર્મનું સ્વરૂપ મળી આવશે. ધર્મને બાને પૂજાના ગાદીધારી આચાર્યો પાસેથી તને ધર્મનું સ્વરૂપ માલમ નહી પડી આવે; કારણ કે તેમાં મહોટો ભાગ તો વિદ્યા દેવીની સાથે સદાને માટે વૈર કરનારો છે અને નિરક્ષર માણસો પાસેથી પૂજાવનારો છે માટે તે તરફ ધ્યાન નહી આપતાં ધર્મશાસ્ત્રનું તું સારી રીતે અવલોકન કર.

કારણ કે ધર્મ જ આ લોકમાં અને પરલોકમાં સુખ સંપાદન કરવાનું પ્રધાન સાધન છે. અર્થ (પઇસો) પણ ધર્મને રસ્તેથી મેળવેલો હોય તો તે પણ ધર્મનાં સત્કાર્યોમાં ઉપયોગી થાય છે એટલું જ નહી પરંતુ ત્રીજો પુરુષાર્થ જે કામ (ઇચ્છાધીન સુખ) તે પણ સિદ્ધ થાય છે. અર્થ અને કામ એ બે ધર્મને અધીન છે, પૂર્વભવ (જન્મ)માં અથવા આ જ ભવ (જન્મ)માં ઉત્કટ કરેલા ધર્મનું ફલ અર્થરૂપ અથવા કામરૂપ જેવી પોતાની વાસના હોય તદનુસાર ધર્મકર્તાને પ્રાપ્ત થાય છે એમાં કોઈ પણ પ્રકારનો સંશય નથી, ધર્મ, અર્થ, કામ એ ત્રણેનો પરસ્પર સંબંધ છે, અને ચતુર્થ પદાર્થ જે મોક્ષ તે તો ઘણો જ દુર્ઘટ છે તેનો વિચાર હાલમાં કરતા નથી.

ઉપર વર્ણન કરેલા ત્રણ પુરુષાર્થોમાં જગન્નિયંતા પરમેશ્વરની શક્તિનો વિલાસ જોવામા આવે છે, જેવી રીતે અગ્નિની દાહક શક્તિ અગ્નિથી ભિન્ન નથી તેમ જ પરમાત્માની શક્તિ પરમાત્માથી ભિન્ન નથી પરંતુ અભિન્ન જ છે. તે પરમાત્માની શક્તિનો વિલાસ યાવત્ જગત્માં મહાલક્ષ્મીરૂપે મહાસરસ્વતીરૂપે અને મહાકાલીરૂપે પ્રસરેલો છે, અને તેને જ આધારે આખા વિશ્વની ઘટના ચાલ્યા કરે છે. જગન્નિયંતા પરમેશ્વરની ઇચ્છાથી આ ત્રણે શક્તિમાંથી કોઇનો હ્રાસ તો કોઇની વૃદ્ધિ એવી રીતે પરિવર્તન જોવામાં આવે છે. પરમાત્માની શક્તિનો વિલાસ ગૌરી, લક્ષ્મી, સરસ્વતી, હૈમવતી, ચંડી, નારાયણી, એવાં અનેક નામોથી શાસ્ત્રોની અંદર જોવામાં આવે છે, એટલુંજ નહી પરંતુ વેદની અંદર પણ ભગવતીની મૂર્તિનો પ્રાદુર્ભાવ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

સામવેદની તલવકાર શાખાના કેન નામના ઉપનિષદ્‌ના ત્રીજા ખંડમાં નીચે પ્રમાણે વર્ણન જોવામાં આવ્યું છે. દેવતાઓના અને અસુરોના રણસંગ્રામમાં દેવતાઓનો વિજય થયો અને અસુરોનો પરાભવ થયો, ત્યારે દેવતાઓને પોતાના મનમાં પોતાના મહિમાનો અભિમાનાવેશ થયો અને તેઓ એમ જ બોલવા લાગ્યા કે, આ અમારો જ વિજય છે, અમે જ પ્રબલ છીએ, અમારા શિવાય બીજો કોઇ પણ નથી, એવા અભિમાનથી જગન્નિયંતા પરમેશ્વરને ભુલી જઇ પોતાના પરાક્રમનાં વખાણ કરવા લાગ્યા. પરમાત્માએ જાણ્યું કે દેવતાઓના મનમાં અભિમાન અને મહત્તા આવી ગઇ છે. મારી સત્તાથી તેમનો વિજય થયો છે એમ તેઓ જાણતા નથી. પરંતુ પોતાના પરાક્રમની પ્રસંશા કરે છે; એવું જાણી તેમનું અભિમાન ઉતારવા પરમાત્માએ તે દેવતાઓને એક યક્ષનું રૂપ બતાવ્યું. તેને જોઇને બધા દેવતાઓ પરસ્પર વાર્તાલાપ કરવા લાગ્યા કે અરે આ કોણ છે ? અકસ્માત્ આવું રૂપ કયાંથી આવીને ઉભુ રહ્યું ? એવો વિચાર કરી અગ્નિ આદિ બધા દેવતાઓ તેની પાસે ગયા. આ યક્ષ છે એવો નિશ્ચય કરીને સર્વમાં પ્રધાન અગ્નિને કહેવા લાગ્યા કે આ યક્ષ છે તેની પાસે તમે જાવ. પછી અગ્નિ તે યક્ષની પાસે ગયો તેને જોઈ યક્ષે પુછ્યું કે તું કોણ છે ? અગ્નિએ ઉત્તર આપ્યો કે હું અગ્નિ છું ને મારૂં બીજું નામ જાતવેદસ્ છે. પછી યક્ષ બોલ્યો કે તારામાં શું સામર્થ્ય છે ? ત્યારે અગ્નિએ કહ્યું કે આ જગત્‌ની અંદર જેટલી વસ્તુઓ જોવામાં આવે છે તેને બાળીને ભસ્મ કરી નાંખું એવુ મારૂં સામર્થ્ય છે. અહો ! તારું એવું સામર્થ્ય છે એમ કહી પેલા યક્ષે અગ્નિના સન્મુખ એક ઘાસનું તૃણ લાવીને મૂકયું અને કહ્યું કે આને બાળ જોઇએ. અગ્નિદેવ તૃણની

પાસે ગયો પરંતુ કોઇ પણ રીતે તે ઘાસના તૃણને બાળી શકયો નહી ત્યારે તે ત્યાંથી પાછો ફર્યો અને કહેવા લાગ્યો કે હું જાણી શકતો નથી કે આ એક યક્ષ છે. પછી દેવતાઓ વાયુને પૂછવા લાગ્યા કે હે વાયુ! આ કોણ છે એ તમે જાણો છો? વાયુ કહ્યું હા, એ યક્ષ છે. એમ કહી યક્ષની પાસે આવ્યો એટલે યક્ષે તેને પૂછ્યું તું કોણ છે? ત્યારે ઉત્તર આપ્યો; કે હું વાયુ છું અને મારું બીજું નામ માતરિશ્વા (આકાશમાં ગતિ કરનાર) છે. ત્યારે યક્ષે પૂછયું કે અહો! તારામાં શું પરાક્રમ છે? વાયુએ કહ્યું આ પૃથ્વીમાં જે કાંઈ દેખાય છે તેને હું ગ્રહણ કરી શકું છું અર્થાત્ સર્વને ચલાવી શકું છું. યક્ષે તેની પાસે ઘાસનું તૃણ મૂકયું અને કહ્યું કે આને ચલાયમાન કર વાયુ કોઇ પણ રીતે તેને ચલાવી શકયો નહી અને પાછો ફરી કહેવા લાગ્યો કે હું જાણી શકતો નથી કે આ યક્ષ છે. પછી બધા દેવતાઓ મળી સ્વર્ગના રાજા ઈંદ્રને પૂછવા લાગ્યા કે હે મઘવન્ (ઇંદ્ર)! આ કોણ છે તેને તમે જાણો છો? ઈંદ્રે કહ્યું હા, આ એક યક્ષ છે. એમ બોલી ઇંદ્ર તેની પાસે જાય છે તેટલામાં તે યક્ષનું સ્વરૂપ તિરોધાન થઇ ગયું અને જે આકાશના અંતરિક્ષ ભાગમાં યક્ષનું સ્વરૂપ દેખાયું હતું તે ભાગમાં ભગવતીની મૂર્તિ આવીને ઉભી રહી તેનું વર્ણન નીચે પ્રમાણે છે.

**स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहुशोभमानामुमां हैमवतीं तां होवाच किमेतद्यक्षमिति ॥ २८ ॥ १२ ॥**

તે જ આકાશમાં ઘણીજ રૂપાળી અને ઉમા એટલે બાલ્યાવસ્થામાં માતાએ તપશ્ચર્યા કરવાની મનાઇ કરી તેથી ઉમા અને હૈમવતી એટલે હિમાલયની પુત્રી, ઉમા હૈમવતી એવાં જેનાં નામો

છે એવી સ્ત્રી આવીને ઉભી રહી અને તેને જોઈ બધા દેવતાઓ તેની પાસે ગયા અને કહેવા લાગ્યા કે જે યક્ષ હતો તેના સ્થાનાપન્ન આ એક સ્ત્રી આવીને ઉભી છે. એવો ઇતિહાસ વેદની અંદર છે તેથી આપણે સ્પષ્ટ રીતે જાણી શકીએ છીએ કે ભગવતીનો પ્રાદુર્ભાવ વેદમાં વર્ણવ્યો છે અને તે જ ભગવતીને મહિષાસુર, ચંડ, મુંડ, શુંભ, નિશુંભ, રક્તબીજ વગેરે મહા પ્રબલ અસુરોનો સંહાર કરવા તે તે અવતારો ધારણ કરવા પડયા છે અને અવતારો ધારણ કરી ભગવતીએ જે જે પોતાનું પરાક્રમ તેમ ચરિત્ર લોકોની અંદર બતાવ્યું છે તેનું વર્ણન શ્રીદેવીભાગવતમાં સારી રીતે કરવામાં આવ્યું છે. દેવીભાગવતના સંબંધમાં મહોટો વિવાદ ચાલે છે કે શ્રીમદ્ભાગવત વ્યાસ મુનિનું રચેલું નથી પરંતુ બોપદેવ નામના મહા પંડિતનું બનાવેલું છે અને દેવીભાગવત વ્યાસજીનું બનાવેલું છે. વૈષ્ણવ સંપ્રદાયના પંડિતોનું એવું માનવું છે કે દેવીભાગવત બોપદેવ પંડિતનું બનાવેલું છે અને શ્રીમદ્ભાગવત વ્યાસજીનું બનાવેલું છે. આમ પરસ્પર વિવાદનો નીવેડો હજી સુધી સ્પષ્ટ રીતે થયો નથી. ભલે ગમે તેમ હોય અને ગમે તેણે બનાવેલું હોય પરંતુ તત્ત્વદર્શિઓએ બંને ભાગવતમાંથી સાર લેવો એ જ ઉત્તમ માર્ગ છે. મેં યથામતિ બંને ભાગવતો જોયેલાં છે અને બંનેમાં ધર્મ, ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય વગેરેના સારા બોધદાયક ઇતિહાસો ગુંથવામાં આવ્યા છે અને જેના સાંભળવાથી કોઇ પણ અવળે માર્ગે ચઢે તેવો સંભવ નથી; માત્ર આ સ્થળે મારે એટલું તો સ્પષ્ટ રીતે કહેવું પડશે કે બંને ભાગવતોમાં અસલ શ્રીવેદવ્યાસની કૃતિ કરતાં પાછળના ભાગમાં સંપ્રદાય પ્રવર્તકોએ ઘાલમેલ સારી રીતે કરી છે તોપણ બંને પુસ્તકો મંદાધિકારીઓને માટે સારાં જ છે અને હાલ

તેનો પ્રચાર પણ છે. શ્રી દેવીભાગવતના સપ્તમ સ્કંધમાં દેવીગીતા છે અને તેના દશ અધ્યાય છે, હિમાલય અને જગદંબાનો સંવાદ છે, જગદંબાએ પોતાના સ્વરૂપનું વર્ણન કરીને બતાવ્યુ છે, તે ઉપરાંત પોતાની પૂજાનો વિધિ યથાર્થ રીતે બતાવ્યો છે. પ્રિય વાંચનાર ! આ પુસ્તક વાંચવાથી તારો પ્રયાસ નિષ્ફળ નહિ થાય અને તને કાંઈ પણ અપૂર્વ વસ્તુનો લાભ થશે કે જે વસ્તુ તારા જાણવામાં કોઇ પણ દિવસ આવી નહિ હોય એવી કેટલીક વસ્તુ ઓનો પ્રસંગોપાત સમાવેશ કરવામાં આવ્યો છે અને તે પ્રસંગ વાંચતી વખતે જણાઇ આવશે. વધારે લખવું એ અતિશયોક્તિ જેવું છે. જગદંબાની આરાધના કરનારા ભકતોએ તો આ પુસ્તક અવશ્ય મનન કરવા જેવું છે; કારણ કે આ પુસ્તકની અંદર જગદંબાએ પોતે જ શ્રી મુખથી પોતાનાં વ્રતો, ઉત્સવો, પીઠસ્થાનો, બીજ મંત્રો વગેરેનું સ્પષ્ટીકરણ કરેલું છે, શિવાય ભગવતીનું ધ્યાન કરવામાં ચિત્તની એકાગ્રતા થાય માટે યોગનો પ્રકાર પણ સારી રીતે વર્ણન કરવામાં આવ્યો છે અને યોગમાર્ગમાં જે હઠયોગ અને રાજયોગ એ બે પ્રકાર છે તે પણ યથાર્થ રીતે બતાવ્યા છે. જે યોગમાર્ગનું જ્ઞાન મેળવવામાં એક પરમ સાધનભૂત ગણેલો છે. જો કે આજકાલના કેટલાક વેદાંતની વાતો કરનારા શુષ્ક વેદાંતિઓનો તો યોગના ઉપર અનાદર હોય છે, પરંતુ યથાર્થ બ્રહ્મવિદ્યાના અભ્યાસકો તો અવશ્યમેવ યોગાભ્યાસીઓ હોય છે કારણ કે યોગ શિવાય ચિત્તની એકાગ્રતા થતી જ નથી અને આહાર વિહારના નિયમો પણ રહી શકતા નથી માટે જ્ઞાનીઓએ તેમ જ ઉપાસના માર્ગમાં પ્રવૃત્ત પુરુષોએ થોડો ઘણો અવશ્યમેવ યોગાભ્યાસ કરવો જોઇએ અને તે યોગનું સ્વરૂપ સારી રીતે આ પુસ્તકની અંદર

વર્ણન કરવામાં આવ્યું છે. યોગથી ચિત્તની શુદ્ધિ થાય છે અને શુદ્ધચિત્તની અંદર પડેલું જ્ઞાન લાંબા વખત સુધી ટકી રહે છે અને અંતઃકાલે પણ તેજ જ્ઞાન મોક્ષનું પરમ સાધન થઇ પડે છે, જેઓ બીલકુલ યોગને અભ્યાસ કરતા નથી તેઓ જ્ઞાનની વાતો કરનારા છતાં પણ તેમનાં અંતકરણ સર્વથા મલિન જ હોય છે અને મલિન અંતઃકરણમાં પડેલું જ્ઞાન જેમ ધકધકતા તપાવેલા લોઢા ઉપર પાણીનું બિંદુ તરતજ નાશ પામે છે તેમ નાશ પામે છે. માટે વિદ્વાનોએ અંતઃકરણની વૃત્તિઓને સમેટી લેવામાં પરમ સાધન યોગનું સેવન કરવું જોઇએ.

દ્વિજોની પરમ ઉપાસ્ય દેવતા ગાયત્રી છે અને તે મંત્રમાં એવો પ્રભાવ છે કે તેનો વિશેષ જપ કરવાથી વિશ્વામિત્ર જેવા રાજર્ષિ પણ બ્રહ્મર્ષિપદને પ્રાપ્ત થયા હતા. તે ગાયત્રી પણ એક પરાંબાની વિભૂતિ છે અને તેનું સેવન કરનારાઓમાં કેવા પ્રભાવ આવી જાય છે એ સર્વ આસ્તિક મુમુક્ષુઓના જાણવામાં છે, માટે ગાયત્રીનું યથાર્થ સ્વરુપ જાણવાનું સાધન આ ગ્રંથ થઇ પડે તેમ છે એમ જાણીને પરાંબાના ઉપાસકોએ આ ગ્રંથનું સારી રીતે અવલોકન કરવું જોઇએ.

**શાસ્ત્રી જીવરામ લલ્લુભાઈ.**

# દેવીગીતાની અનુક્રમણિકા.

—(૦)—

| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| ૧ | હિમાલય પર્વત ઉપર ભગવતી પાર્વતીની તેજોમય મૂર્તિનુ પ્રગટ થવું ... ... ... ... | ૧ |
| ૨ | જગદંબાનું હિમાલયપ્રતિ આત્મતત્ત્વનુ નિરૂપણ કરવું. .. ... ... ... ... ... | ૨૭ |
| ૩ | બધા વિશ્વનો અપવાદ એટલે બાધનું વર્ણન. ... | ૫૬ |
| ૪ | મોક્ષને સારુ વૈરાગ્યનો ઉપદેશ. ... ... ... | ૭૮ |
| ૫ | યોગનાં સાધનો અને મંત્રસિદ્ધિનાં સાધનો ... ... | ૧૦૧ |
| ૬ | બ્રહ્મસ્વરૂપનું વર્ણન. ... ... ... ... | ૧૨૨ |
| ૭ | ભક્તિ સ્વરૂપના મહિમાનું વર્ણન ... ... ... | ૧૩૭ |
| ૮ | ભગવતીના મહોત્સવો, વ્રતો અને રહેવાનાં સ્થાનોનું વર્ણન... ... ... ... ... | ૧૪૭ |
| ૯ | ભગવતીની પૂજાનું વર્ણન... ... ... ... | ૧૬૩ |
| ૧૦ | ભગવતીની બાહ્ય પૂજાના વિધિનું વર્ણન. ... ... | ૧૭૮ |

—(*)—

# अथ श्री देवी गीता.

## गुजराती भाषान्तर.

---

### अध्याय १ लो.

॥ जनमेजय उवाच ॥

धराधराधीशमौलावाविरासीत्परं महः ॥
यदुक्तं भवता पूर्वं विस्तरात्तद्वदस्व मे ॥ १ ॥

જનમેજય રાજા પૂછે છે કે–હે મહારાજ ! હે વેદવ્યાસજી ! પૂર્વે તમે મને એમ કહ્યું હતું કે પર્વતોના રાજા હિમાલય પર્વતના શિખર ઉપર ભગવતી પાર્વતીની અત્યંત તેજોમય મૂર્તિ પ્રગટ થઇ હતી. હે ભગવન્ ! આપ એ કથા મને વિસ્તારથી વર્ણન કરીને કહો. ૧

को विरज्येत मतिमान्पिबञ्छक्तिकथामृतम् ॥
सुधां तु पिबतां मृत्युः स नैतच्छृण्वतो भवेत् ॥२॥

ભગવતીની કથારૂપી અમૃતનું પાન કરનાર બુદ્ધિમાન્ કોણ પુરુષ નિવૃત્તિ પામે ? અર્થાત્ આવી ઉત્તમ કથારૂપી અમૃતનું પાન કરનાર કોઇ પણ નિવૃત્તિ પામે નહિ. અમૃતનું પાન કરવાવાળા જે દેવતાઓ તેમનું જે મૃત્યુ છે તે ભગવતીની કથારૂપી અમૃતનું શ્રવણ કરનારાઓનુ થતું જ નથી. અર્થાત્ સ્વર્ગમાં રહેવાવાળા જે

દેવતાઓ તેમનું જ્યાં સુધી પુણ્ય હોય છે ત્યાં સુધીજ સ્વર્ગમાં અમૃતપાન કરી નાના પ્રકારના સુખનો અનુભવ કરે છે. અને જ્યારે પુણ્યનો ક્ષય હોય છે ત્યારેજ તરતજ તેઓ પાછા મૃત્યુલોકમાં આવી પુનરપિ જન્મમરણને પ્રાપ્ત થાય છે. પરંતુ ભગવતીની કથારૂપી અમૃતનું પાન કરનારા મહાત્માઓ ફરીને જન્મમરણને પામતા નથી એ આ શ્લોકમાં જણાવ્યું છે. ૨

**॥ व्यास उवाच ॥**

**धन्योऽसि कृतकृत्योऽसि शिक्षितोऽसि महात्मभिः ॥**
**भाग्यवानसि यद्देव्यां निर्व्याजा भक्तिरस्ति ते ॥ ३ ॥**

આ પ્રકારનું રાજા જનમેજયનું વચન સાંભળી વેદવ્યાસ મહારાજ બોલ્યા કે હે રાજન્ ! તું ધન્ય છે કૃતકૃત્ય છે, મહાત્મા પુરુષોએ તને સારો ઉપદેશ આપેલો છે, તું ભાગ્યવાન્ છે, જેથી તારી ભગવતીના ચરણ કમલમાં નિષ્કામ ભક્તિ છે અર્થાત્ કામના (મતલબ)થી તો બધાએ ભક્તિ કરે છે. પરંતુ નિષ્કામથી ( કોઈ પણ પ્રકારની આશા નહિ રાખી) જે ભક્તિ કરવી એજ ઉત્તમ ભક્તિ કહેવાય છે અને તે ભક્તિનું ચિન્હ તારામાં દેખાઇ આવે છે તેથી તને ધન્ય છે. ૩

**श्रृणु राजन्पुरा वृत्तं सतीदेहेऽग्निभर्जिते ॥**
**भ्रान्तः शिवस्तु बभ्राम क्वचिद्देशे स्थिरोऽभवत् ॥४॥**

હે રાજન્ ! જનમેજય ! આગળ થઇ ગયેલું વૃત્તાંત સાંભળ. *સતીએ પોતાનો દેહ જ્યારે અગ્નિમાં પડી બાળી મુકયો ત્યારે પછી

* દક્ષ પ્રજાપતિને ઘેર પહેલાવહેલો જ્યારે ભગવતીનો જન્મ થયો ત્યારે તેમનું નામ સતી હતું અને હિમાલયને ત્યાં ઉત્પત્તિ થવાથી બીજી વાર પાર્વતી એવું નામ પડયું.

શિવજી બાવરા થઇને પૃથ્વી ઉપર ભટકવા લાગ્યા, અને આખરે કોઈ એક સ્થાનમાં સ્થિર થઈને બેઠા. ૪

प्रपञ्चभानरहितः समाधिगतमानसः ॥
ध्यायन्देवीस्वरूपं तु कालं निन्ये स आत्मवान् ॥५॥

પ્રપંચનું જેમણે બીલકુલ ભાન નથી અને સમાધિમાં જેમનું મન લાગેલું છે અને દેવીના સ્વરૂપનું ધ્યાન કરનાર જ્ઞાની તે શિવજી પોતાનો કાળક્ષેપ કરવા લાગ્યા અર્થાત્ દક્ષપ્રજાપતિના યજ્ઞમાં જ્યારે સતીએ પોતાનું શરીર બાળીને ભસ્મ કર્યું ત્યારે શિવજીના મનમાં ઘણી જ ઉદાસીનતા આવી અને એકાંત સ્થલમાં બેસી ભગવતીના સ્વરૂપનું ધ્યાન કરવા લાગ્યા ૫.

सौभाग्यरहिता जातं त्रैलोक्यं सचराचरम् ॥
शक्तिहीनं जगत्सर्वं साब्धिद्वीपं सपर्वतम् ॥ ६ ॥

જ્યારે સતીએ દક્ષપ્રજાપતિના યજ્ઞમાં બળીને પોતાના દેહનો ત્યાગ કર્યો અને તે જગતનું મંગલરૂપ સ્વરૂપ આ જગત્માંથી નાશ પામ્યું ત્યારે આ સચરાચર ત્રણે લોક મંગલરહિત થયા, અર્થાત્ બધી જગાએથી મંગલનો અભાવ થયો અને પર્વતસહિત તથા સમુદ્રસહિત આ બધું જગત્ શક્તિહીન થયું. ૬

आनन्दः शुष्कतां यातः सर्वेषां हृदयान्तरे ॥
उदासीनाः सर्वलोकाश्चिन्ताजर्जरचेतसः ॥ ७ ॥

દેવતાઓ મનુષ્યો વગેરે સર્વના હૃદયમાં રહેલો આનંદ નાશ થઈ ગયો, અને ચિંતાથી જેમનું ચિત્ત જર્જર થયું છે એવા બધા લોકો ઉદાસીન થઈ ગયા, અર્થાત્ જ્યારે સતીએ અગ્નિમાં પ્રવેશ કરી

પ્રાણ છોડી દીધા ત્યારે સર્વના મનમાં એક જાતની ચિંતા ઉત્પન્ન થઈ કે હવે આ જગત્‌માં શું શું થશે. ૭

**सदा दुःखोदधौ मग्ना रोगग्रस्तास्तदाऽभवन् ॥**
**ग्रहाणां देवतानां च वैपरीत्येन वर्तनम् ॥ ८ ॥**

સતીના ચરણારવિંદ જ્યારથી આ પૃથ્વીને છોડી નિજધામ ગયા ત્યારથી નિરંતર દુઃખરૂપી સમુદ્રમાં આ બધા લોકો ડુબાવા લાગ્યા અને બધાઓના શરીરમાં રોગની ઉત્પત્તિ થઈ, સૂર્ય ચંદ્ર વગેરે આકાશમાં રહેલા ગ્રહોની ગતિ અવળી થવા લાગી કારણ કે તેમનું શાસન કરવાવાળું કોઈ રહ્યું નહિ. ૮

**अधिभूताधिदैवानां सत्यभावान्नृपाभवन् ॥**
**अस्यास्मिन्नेव काले तु तारकाख्यो महासुरः ॥ ९ ॥**

હે રાજન્! આ પૃથ્વીમાં સતી (ભગવતી) ના અભાવને લીધે આધિભૌતિક આધિદૈવિક અને આધ્યાત્મિક એ ત્રણ પ્રકારના તાપ લોકોને થવા લાગ્યા. આ બધું અનિષ્ટ તો સર્વને થાય છે એટલામાં તો તારક નામનો મહાસુર ઉત્પન્ન થયો. ૯

**ब्रह्मदत्तवरो दैत्योऽभवत्त्रैलोक्यनायकः ॥**
**शिवौरसस्तु यः पुत्रः स ते हन्ता भविष्यति ॥१०॥**

બ્રહ્માએ જેને વરદાન આપ્યું છે એવો તે તારકાસુર દૈત્ય ત્રણ લોકનો નાયક થયો અર્થાત્ ત્રણ લોકનું રાજ્ય કરવા લાગ્યો. અને દેવતાઓએ તેને એમ પણ કહ્યું કે શિવજીનો ઔરસ પુત્ર (શિવજીના વીર્યથી પોતાની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પુત્ર) તારો હણવાવાળો થશે. ૧૦

**इति कल्पितमृत्युः स देवदेवैर्महासुरः ॥**
**शिवौरससुताभावाज्जगर्ज च ननन्द च ॥ ११ ॥**

આ પ્રકારે દેવતાઓએ જેના મૃત્યુની કલ્પના કરી છે એવો તે તારકાસુર પોતાના મનમાં આનંદ પામવા લાગ્યો કે શિવજીની સ્ત્રી જે સતી તેણે તો પોતાનો દેહ અગ્નિમાં બાળી નાંખ્યો છે અને બીજી સ્ત્રી તો છે જ નહિ તો તેમનો ઔરસ પુત્ર થવાનો જ નથી અને મારું મૃત્યુ પણ નહિ થાય એમ જાણી તે દૈત્ય પોતાના મનમાં આનંદ પામી ગર્જના કરવા લાગ્યો. ૧૧

**तेन चोपद्रुताः सर्वे स्वस्थानात्प्रच्युताः सुराः ॥**
**शिवौरससुताभावाच्चिन्तामापुर्दुरत्ययाम ॥ १२ ॥**

તે તારકાસુરે ઉપદ્રવ કરેલા સંપૂર્ણ દેવતાઓ પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયા અર્થાત્ પોતાનાં સ્થાનોને છોડી બીજી જગાએ ચાલ્યા ગયા. અને શિવજીને ઔરસ પુત્ર તો થવાને નથી એમ જાણી પોતાના મનમાં ઘણીજ ચંતા કરવા લાગ્યા અર્થાત્ શિવજીની સ્ત્રી જે સતી તેણે પોતાનો દેહ અગ્નિમાં પડી બાળી નાંખ્યો છે, હવે શિવજીનો પુત્ર કેવી રીતે ઉત્પન્ન થાય અને તે આ તારકાસુરને માર એવી ચિંતા કરવા લાગ્યા. ૧૨.

**नाङ्गना शङ्करस्यास्ति कथं तत्सुतसंभवः ॥**
**अस्माकं भाग्यहीनानां कथं कार्यं भविष्यति ॥१३॥**

દેવતાઓ પોતાના સ્થાનો છોડીને ચાલ્યા ગયા એટલું જ નહિ પરંતુ પોતાના મનમાં વચાર કરવા લાગ્યા કે શંકરને સ્ત્રી તો છેજ નહિ; કારણ કે શંકરની સ્ત્રી સતીએ દક્ષપ્રજાપતિના યજ્ઞમાં પોતાનો

દેહ અગ્નિમાં પડી બાળી મૂકયો છે. પછી શંકરથી પુત્ર ઉત્પત્તિ થવાનો સંભવ જ નથી. ભાગ્યહીન એવા જે અમે તે અમારું કાર્ય કેવી રીતે સિદ્ધ થશે. અર્થાત્ હાલમાં શિવજી સ્ત્રીરહિત છે તો તેમનાથી પુત્રની ઉત્પત્તિ થવાનો સંભવ જ નથી અને તારકાસુરનો વધ પણ થાય તેમ નથી. ૧૩

इति चिन्तातुराः सर्वे जग्मुर्वैकुण्ठमण्डले ॥
शशंसुर्हरिमेकान्ते स चोपायं जगाद ह ॥ १४ ॥

એ પ્રકારે અત્યંત ચિંતાતુર એવા તે સમગ્ર દેવતાઓ એકઠા મળીને વૈકુંઠમાં ગયા, ત્યાં જઇને એકાંતમાં બેઠેલા શ્રીહરિને જોઇને સ્તુતિ કરવા લાગ્યા. સ્તુતિ કર્યા પછી ભગવાને તેમનું આગમનનું કારણ પૂછયું અને દેવતાઓએ બધું વૃત્તાંત કહી બતાવ્યું પછી ભગવાન્ તારકાસુરના વધનો ઉપાય કહેવા લાગ્યા. ૧૪

कुतश्चिन्तातुराः सर्वे कामकल्पद्रुमा शिवा ॥
जागर्ति भुवनेशानी मणिद्वीपाधिवासिनी ॥ १५ ॥

હે દેવતાઓ! તમે શું કરવાને અત્યંત ચિંતા કરો છો કારણ કે સંપૂર્ણ ભુવનની ઇશ્વરી, મણિદ્વીપમાં નિવાસ કરનારી અને કલ્પવૃક્ષ સમાન મનોરથને પરિપૂર્ણ કરનારી ભગવતી ( શિવા ) આ ભૂમંડલમાં જાગે છે. અર્થાત્ જેણે આ ભૂમંડલની રચના કરી છે એવી ભગવતી જાગે છે સુઇ રહી નથી, તેથી તમારે ચિંતા કરવાનું કારણ નથી. ૧૫

अस्माकमनया देव तदुपेक्षास्ति नान्यथा ॥
शिक्षैवेयं जगन्मात्रा कृताऽस्मच्छिक्षणाय च ॥ १६ ॥

હે દેવતાઓ! તમે કદાચિત્ એવી શંકા કરશો કે જો ભગવતી જાગૃત છે તો આવા સમયમાં ઉપેક્ષા કેમ કરીને બેઠાં છે તેનું સમાધાન કરે છે કે-અમારા અપરાધથી જ ભગવતીએ ઉપેક્ષા કરી છે તે ઉપેક્ષા અમારા નાશને સરુ નથી પરંતુ શિક્ષા કરવાને લાયક જે અમે તે અમને શિક્ષણ આપવા સારૂ ભગવતીએ આ શિક્ષા કરી છે કે ફરીથી મારો આવો અપરાધ તમે કરો નહિ. અર્થાત્ દક્ષપ્રજાપતિએ શિવજીનું અપમાન કરવા યજ્ઞનો આરંભ કર્યો તે યજ્ઞમાં શિવજીને જે રુદ્રભાગ આપવો જોઇએ તે કલ્પ્યો ન હતો તેમજ શિવજીને યજ્ઞમાં નિમંત્રણ પણ ન કર્યું સતી ભગવતીએ પોતાના પિતાને ઘેર યજ્ઞનો સમારંભ સાંભળ્યો અને વગર નિમંત્રણે યજ્ઞમાં ગયાં, ત્યાં તેમનું અપમાન થયું, આખરે સતીને બળી મરવું પડયું. જ્યારે આ જગત્‌ની અધિષ્ઠાત્રી સતી બળી મર્યા ત્યારે હે દેવતાઓ! તમારે ઉચિત હતું કે દક્ષના યજ્ઞમાંથી તમારે ચાલ્યું જવું હતું પરંતુ તમે ચાલ્યા ગયા નહિ તેથી સતીના મનમાં ઘણો જ રોષ આવ્યો કે દેવતાઓને પણ કોઈ રીતે શિક્ષા કરવી? કે જેથી તેમનો મદ ઉતરે એમ જાણી તમારો મદ ઉતારવા માટે ભગવતી હાલ ઉદાસીન છે પરંતુ તમે ચિંતા કરશો નહિ તે જ દયાલુ ભગવતી આપણી સર્વ ચિંતા દૂર કરશે. એવો શ્રીહરિનો કહેવાનો અભિપ્રાય છે. ૧૬

**लालने ताडने मातुर्नाकारुण्यं यथाऽर्भके ॥**
**तद्वदेव जगन्मातुर्नियन्त्र्या गुणदोषयोः ॥ १७ ॥**

જેવી રીતે પોતાની માતા પુત્રના ગુણદોષને જોઈ વખત પ્રમાણે લાલન પણ કરે છે અને તાડન પણ કરે છે પરંતુ

સર્વથા પુત્ર ઉપર દયાદષ્ટિથીજ જુવે છે તેમ જ આ જગતની નિયંત્રી જે જગન્માતા તે પણ આપણા ગુણ દોષ પ્રમાણે લાલન પાલન કરે છે પરંતુ સર્વથા આપણા ઉપર દયાદષ્ટિથી જ જુવે છે. ૧૭

**अपराधो भवत्येव तनयस्त पदेपदे ॥**
**कोपरः सहते लोके केवलं मातरं विना ॥ १८ ॥**

પુત્રનો અપરાધ પગલે પગલે થયા જ કરે છે, અને તે અપરાધને એક પોતાની માતા શિવાય આ લોકમાં બીજું કોણ સહન કરે છે અર્થાત્ કોઇ જ નહિ. ૧૮

**तस्माद्यूयं परांम्बां तां शरणं यात मा चिरम् ॥**
**निर्व्याजया चित्तवृत्त्या सा वः कार्यं विधास्यति ॥१९॥**

તેથી હે દેવતાઓ ! તમે બધાએ પરા અંબા ( આદ્ય શક્તિ ) ને શરણે જાઓ એમાં વિલંબ કરશો નહિ. તે ભગવતી પરમ દયાળુ હોવાથી ઉદાર ચિત્તની વૃત્તિવડે તમારૂં કાર્ય સિદ્ધ કરશે. ૧૯

**इत्यादिश्य सुरान्सर्वान्महाविष्णुः स्वजायया ॥**
**संयुतो निर्जगामाशु देवैः सह सुराधिपः ॥ २० ॥**

એ પ્રકારે સમગ્ર દેવતાઓને આજ્ઞા કરી પોતાની સ્ત્રી લક્ષ્મી સહિત મહાવિષ્ણુ અને દેવોએ સહિત દેવનો રાજા જે ઈંદ્ર તે બધાઓ મળી પરા અંબાનું આરાધન કરવા નિકળ્યા ૨૦

**आजगाम महाशैलं हिमवन्तं नगाधिपम् ॥**
**अभवंश्च सुराः सर्वे पुरश्चरणकर्मिणः ॥ २१ ॥**

સર્વ દેવતાઓ મળીને પર્વતોના અધિપતિ મહાશૈલ હિમાલય પ્રતિ આવ્યા અને અંબાપ્રીત્યર્થે તે સર્વે દેવતાઓએ પુરશ્ચરણ ક્રિયાનો આરંભ કર્યો. અર્થાત્ વિષ્ણુસહિત સર્વ દેવતાઓ પરા અંબાની પ્રીતિસારૂ પુરશ્ચરણ કરવા લાગ્યા. ૨૧

**अम्बायज्ञविधानज्ञा अम्बायज्ञं च चक्रिरे ॥**
**तृतीयादिव्रतान्याशु चक्रुः सर्वे सुरा नृप ॥ २२ ॥**

જગદંબાનો યજ્ઞ કેવી રીતે કરવો તેના વિધિને યથાર્થ જાણનારા તે સર્વ દેવતાઓ ભગવતીનો યજ્ઞ કરતા હવા અર્થાત્ યજ્ઞ કરવાથી દેવતાઓ જલદી પ્રસન્ન થાય છે એમ જાણી તેમણે ભગવતીનો યજ્ઞ કર્યો. હે રાજન્! તે સર્વ દેવતાઓ તૃતીયાને આદિ લઈ વ્રતો પણ જલદી કરવા લાગ્યા. અર્થાત તૃતીયાદિ વ્રતો ભગવતી પોતે જ હિમાલય પ્રતિ આગળ વર્ણન કરીને કહેશે તે વ્રતોનું પણ આચરણ કરવ લાગ્યા. ૨૨

**केचित्समाधिनिष्णाताः केचिन्नामपरायणाः ॥**
**केचित्सूक्तपराः केचिन्नामंपारायणोत्सुकाः ॥ २३ ॥**

કેટલાએક દેવતાએ સમાધિ લગાવી ભગવતીનું ધ્યાન કરવા લાગ્યા, કેટલાએક નામનો જપ કરવા લાગ્યા, કેટલાએક રાત્રિસૂક્ત દેવીસૂક્ત વગેરેનો પાઠ કરવા લાગ્યા, કેટલાએક નામનું પારાયણ કરવા લાગ્યા ૨૩

**मन्त्रपारायणपराः केचित्कृच्छ्रादिकारिणः ॥**
**अन्तर्यागपराः केचित्केचिन्न्यासपरायणाः ॥ २४ ॥**

કેટલાએક દેવતાઓ ભગવતીના મંત્રનું પારાયણ કરવા લાગ્યા, કેટલાએક કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રતો કરવા લાગ્યા, કેટલાએક પોતાના

મનમાં માનસિક સમાધિ વડે યત્ન કરવા લાગ્યા, અને કેટલાએક અંગન્યાસ કરન્યાસ કરવા લાગ્યા. ૨૪

**हृल्लेखया पराशक्तेः पूजां चक्रुरतन्द्रिताः ॥**
**इत्येवं बहुवर्षाणि कालोऽगाज्जनमेजय ॥ २५ ॥**

કેટલાએક દેવતાઓ આલસ્યરહિત થઈને હલ્લેખા એટલે માયાબીજમંત્ર–ભુવનેશ્વરીમંત્રવડે પરા અંબાનું પૂજન કરતા હવા, હે જનમેજય ! એ પ્રકારે યત્ન પાઠ જપ ધ્યાન કરતાં કરતાં ઘણાં વર્ષો વીતિ ગયાં. ૨૫.

**अकस्माच्चैत्रमासीयनवम्यां च भृगोर्दिने ॥**
**प्रादुर्बभूव पुरतस्तन्महः श्रुतिबोधितम् ॥ २६ ॥**

એમ કરતાં કરતાં અકસ્માત્ ચૈત્રમાસની શુક્લપક્ષની નવમીને ભૃગુવારને દિવસે વેદની શ્રુતિમાં જેનું વર્ણન છે એવું તેજોમય સ્વરૂપ દેવતાઓના સમક્ષ પ્રાદુર્ભૂત થયું. સામવેદના કેન નામના ઉપનિષદ્માં કહ્યું છે કે "**स तस्मिन्नेव काशे स्त्रियमाजगाम बहु शोभमान मुमां हैमवतीं ताम्** " **खण्ड ३ । १२ ।** તે આકાશમાં અત્યંત શોભતી હિમાલયનો આશ્રય કરનારી ઉમા નામની સ્ત્રી આવીને ઉભી રહી." આ વેદની શ્રુતિમાં બોધન કરેલું શક્તિરૂપ તેજ દેવતાઓના સન્મુખ પ્રાદુર્ભાવ પામ્યું. ૨૬

**चतुर्दिक्षु चतुर्वेदैर्मूर्तिमद्भिरभिष्टुतम् ॥**
**कोटिसूर्यप्रतीकाशं चन्द्रकोटिसुशीतलम् ॥ २७ ॥**

દેવતાઓના સન્મુખ તે તેજોમય ભગવતીનું સ્વરૂપ તે સમયમાં કેવું હતું કે મૂર્તિમાન્ ચારે વેદો ચોતરફ ઉભા રહીને

જેની સ્તુતિ કરતા હતા, કોટિ સૂર્યના જેવો જેનો પ્રકાશ હતો, કોટિ ચંદ્રમા સમાન શીતલ, અર્થાત્ અમૃતદૃષ્ટિવાળું તે ભગવતીનું તેજોમય સ્વરૂપ હતું. ૨૭

**विद्युत्कोटिसमानाभमरुणं तत्परं महः ॥**
**नैव चोर्ध्वं न तिर्यक्च न मध्ये परिजग्रभत् ॥ २८ ॥**

કોટિ વીજળીના સમાન કાંતિવાળું અને ભક્તોના ઉપર અનુગ્રહ કરવા માટે રજોગુણનો સ્વીકાર કર્યો છે તેથી જ અત્યંત લાલ, તેમજ ઉંચું પણ નહિ અને વાંકું ચુંકુ પણ નહિ, કિંતુ સરલ તે ઉત્કૃષ્ટ તેજ સ્વર્ગ મૃત્યુ અને પાતાલ એ ત્રણે સ્થાનમાં હતું માપ વગરનું અર્થાત્ ત્રણે લોકમાં કોઇ પણ જેની બરોબરી કરી શકે નહિ એવું તે તેજ હતું. ૨૮

**आद्यन्तरहितं तत्तु नस्ताद्यङ्गसंयुतम् ॥**
**न च स्त्रीरूपमथवा न पुंरूपमथोभयम् ॥ २९ ॥**

જે તેજ આદિ અને અંતથી રહિત હતું. તેને હાથ પગ વગેરે અંગો કાંઇ પણ હતાં નહિ. તે તેજ સ્ત્રીરૂપ પણ નહિ હતું તેમ જ પુરુષરૂપ પણ નહિ હતું તથા નપુસકરૂપ નહિ હતું અર્થાત્ જેનું વર્ણન ન કરી શકીએ એવું તે અનિર્વચનીય તેજ હતું. ૨૯.

**दीप्त्यापिधानं नेत्राणां तेषामासीन्महीपते ॥**
**पुनश्च धैर्यमालम्ब्य यावत्ते ददृशुः सुराः ॥ ३० ॥**

હે રાજન્! જનમેજય! જે વખતે તે તેજનો આવિર્ભાવ થયો તે સમયે તે તેજના અત્યંત પ્રભાવવડે દેવતાઓનાં નેત્રોને પડદા આવી ગયા અર્થાત્ દેવતાઓ તે તેજને પોતાની આંખોવડે જોઈ શકયા

નહિ. પછી ધીરે ધીરે ધૈર્યને ધારણ કરી તે દેવતાઓ બારીકાઈથી જોવા લાગ્યા અર્થાત્ તેજ તેજોરૂપ જ્યારે સ્ત્રીરૂપને પામ્યું ત્યારે દેવતાઓની દષ્ટિ સ્થિર થઈ. ૩૦

**तावत्तदेव स्त्रीरूपेणाऽऽभाद्दिव्यं मनोहरम् ॥**
**अतीव रमणीयाङ्गीं कुमारीं नवयौवनाम् ॥ ३१ ॥**

તેટલામાં તેજ દિવ્ય મનોહર તેજોરૂપ સ્ત્રીરૂપે શોભવા લાગ્યું અત્યંત સુંદર જેનાં અંગો છે, નવીન યૌવન જેના શરીરમાં ખીલી રહ્યું છે એવી કુમારી સ્ત્રીને દેવતાઓએ જોઈ. ૩૧

**उद्यत्पीनकुचद्वन्द्वनिन्दिताम्भोजकुड्मलाम् ॥**
**रणत्किङ्किणिकाजालसिञ्जन्मञ्जीरमेखलाम् ॥ ३२ ॥**

વગર ખીલેલા કમલના ડોડાને પણ તિરસ્કાર કરે એવાં ઉન્નત (ઉંચા) અને કઠણ બે સ્તનવડે શોભતી અને કેડમાં પહેરેલી જે કંદની તેમજ પગમાં પહેરેલાં જે ઝાંઝર તેમાં જડેલી જે ઘુંઘરીઓ તેના શબ્દવડે મનોહર એવી સ્ત્રીને જોઈ. ૩૨

**कनकाङ्गदकेयूरग्रैवेयकविभूषिताम् ॥**
**अनर्घ्यमणिसंभिन्नगलबन्धविराजिताम् ॥ ३३ ॥**

સોનાની પોંચી અને સોનાનો હાર તેણે કરી શોભતી અને અમૂલ્ય મણિઓથી જડેલો હાર જેના ગળામાં પહેરેલો છે એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઈ ૩૩

**तनुकेतकसंराजन्नीलभ्रमरकुन्तलाम् ॥**
**नितम्बबिम्बसुभगां रोमराजिविराजिताम् ॥ ३४ ॥**

બાલ (કોમલ) શ્વેત કેવડાની અંદર શોભતો એવો જે કાળો ભમરો તેના સરખા કાળા કેશ જેના છે, જેના કટિપશ્ચાત્ ભાગ અત્યંત સુંદર છે, રોમની પંક્તિઓ જેના શરીર ઉપર વિરાજમાન છે. એવી સુંદર સ્ત્રીને જોઇ. ૩૪

**कर्पूरशकलोन्मिश्रताम्बूलपूरिताननाम् ॥**
**कनत्कनकताटङ्कविटङ्कवदनाम्बुजाम् ॥ ३५ ॥**

કર્પૂર ઇલાયચી લવંગ વગેરેથી બનાવેલું પાનનું બીડું જેના મુખને વિષે શોભી રહ્યું છે, દેદીપ્યમાન જે સોનાનાં ઝુંમણાં તેણે કરી સુંદર છે મુખકમલ જેનું એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઇ. ૩૫

**अष्टमीचन्द्रबिम्बाभललाटामायतभ्रुवम् ॥**
**रक्तारविन्दनयनामुन्नसां मधुराधराम् ॥ ३६ ॥**

ટીંડુરીના ફૂલ જેવું જે ઉચું કપાળ તેમાં અર્ધચંદ્ર શોભી રહ્યો છે, જેના ઉંચી જેની ભ્રકુટી છે, લાલ કમળના સરખાં જેનાં નેત્ર છે, ઉન્નત જેની નાસિકા છે, સુંદર જેના હોઠ છે એવી તે સ્ત્રીને જોઈ. ૩૬

**कुन्दकुड्मलदन्ताग्रां मुक्ताहारविराजिनाम् ॥**
**रत्नसंभिन्नमुकुटां चन्द्ररेखावतंसिनीम् ॥ ३७ ॥**

કુંદની કળી જેવા જેના દાંતના અગ્ર છે. અને મુક્તા (મોતી) નો હાર જેણે પહેરેલો છે, જેના મુકુટને વિષે રત્ન જડેલાં છે, ચંદ્રની રેખાની કલગી જેના મસ્તકમાં વિરાજમાન છે, એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઈ. ૩૭

**मल्लिकामालतीमालाकेशपाशविराजिताम् ॥**
**काश्मीरबिन्दुनिटिलां नेत्रत्रयविलासिनीम् ॥३८॥**

મલ્લિકા અને માલતીના પુષ્પોની માલાઓ જેના કેશપાશમાં શોભી રહી છે, જેણે લલાટની અંદર કેસરની બિંદી (ચાંદલો) કરી છે, સૂર્ય ચંદ્ર અને અગ્નિ એ ત્રણ નેત્રવડે શોભતી એવી સ્ત્રીને જોઇ. ૩૮

**पाशाङ्कुशवराभीतिचतुर्बाहुं त्रिलोचनाम् ॥**
**रक्तवस्त्रपरीधानां दाडिमीकुसुमप्रभाम् ॥ ३९ ॥**

એક હસ્તમાં પાશ બીજા હસ્તમા અંકુશ ત્રીજા હસ્તમાં વરદાનમુદ્રા અને ચોથા હસ્તમાં અભયમુદ્રા એમ ચાર જેને ભુજાઓ છે, લાલ વસ્ત્ર જેણે ધારણ કર્યું છે, દાડમના પુષ્પ સમાન જેની કાંતિ છે એવી તે સ્ત્રીને દેવતાઓએ જોઈ. ૩૯

**सर्वश्रृङ्गारवेषाढ्यां सर्वदेवनमस्कृताम् ॥**
**सर्वाशापूरिकां सर्वमातरं सर्वमोहिनीम् ॥ ४० ॥**

શરીને શોભાવે તેવા યાવત શૃંગારો જેણે ધારણ કર્યા છે, સર્વ દેવતાઓ જેને નમસ્કાર કરે છે, સર્વની આશાઓને પરિપૂર્ણ કરનારી, સર્વની જનની અને સર્વને મોહ ઉપજાવનારી એવી સ્ત્રીને જોઈ. ૪૦

**प्रसादसुमुखीमम्बां मन्दस्मितमुखाम्बुजाम् ॥**
**अव्याजकरुणामूर्तिं ददृशुः पुरतः सुराः ॥४१॥**

લોકોના ઉપર જે પ્રસન્નતા તેણે કરી સુંદર જેનું મુખારવિંદ

છે, જગત્‌ની અંબા, મંદ મંદ હાસ્યવડે શોભતું જેનું મુખકમલ છે, કપટ રહિત દયાની મૂર્તિ એવી તે સ્ત્રીને દેવતાઓએ પોતાના સન્મુખ જોઈ. ૪૧

**दृष्ट्वा तां करुणामूर्तिं प्रणेमुः सकलाः सुराः ॥**
**वक्तुं नाशक्नुवन्किंचिद्बाष्पसंरुद्धनिःस्वना ॥४२॥**

કરુણામૂર્તિ તે જગદંબાને જોઇ સવ દેવતાઓએ સાષ્ટાંગનમસ્કાર કર્યો અને પ્રેમના ઉભરાથી અશ્રુપાતવડે ગદગદકંઠ થએલા તે દેવતાઓ કાંઇ પણ બોલવાને સમર્થ થયા નહિ. અર્થાત્ હવે શું કરવું એવો વિચાર નહિ આવવાથી મૂઢની માફક બાવરા બની ભગવતીની મૂર્તિ સામું ટક ટક જોઈ જ રહ્યા. ૪૨

**कथंचित्स्थैर्यमालम्ब्य भक्त्या चानतकन्धराः ॥**
**प्रेमाश्रुपूर्णनयनास्तुष्टुवुर्जगदम्बिकाम् ॥ ४३ ॥**

કોઈ પણ રીતે પોતાના મનમાં સ્થિરતા લાવીને ભક્તિવડે નમાવ્યાં છે મસ્તક જેમણે એવા અને પ્રેમનાં અશ્રુથી જેમનાં નેત્ર પરિપૂર્ણ થયાં છે એવા તે દેવતાઓ જગદંબાની સ્તુતિ કરવા લાગ્યા. ૪૩

**॥ देवा ऊचुः ॥**

**नमो देव्यै महादेव्यै शिवायै सततं नमः**
**नमः प्रकृत्यै भद्रायै नियताः प्रणताः स्म ताम् ॥ ४४ ॥**

દેવતાઓ ભગવતીની સ્તુતિ કરે છે. સર્વ જગતની ક્રીડારૂપ મહાપ્રકાશરૂપ મંગલરૂપ ભગવતીને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ, માયાની ઉપાધિવાળી તે બ્રહ્મરૂપિણી પ્રકૃતિને અને સકલના

કલ્યાણરૂપી ગુણોની ખાણરૂપ તે ભગવતીને નિરંતર અમે નમસ્કાર કરીએ છીએ. ૪૪

**तामग्निवर्णां तपसा ज्वलन्तीं वैरोचनीं कर्मफलेषु जुष्टाम् ॥**
**दुर्गां देवीं शरणमहं प्रपद्ये सुतरसि तरसे नमः ॥४५॥**

અગ્નિ સમાન જેનું વર્ણ છે એવી, જ્ઞાનવડે દેદીપ્યમાન અર્થાત્ સર્વજ્ઞ, સર્વથી વિશેષ પ્રકાશવાળી, બ્રાહ્મણોએ કર્મનું ફલ અમને મળે એવા હેતુથી સેવેલી અને અષ્ટાંગ યોગના પરિશ્રમવડે પ્રાપ્ત થવાને યોગ્ય, તરવાને યોગ્ય એવો જે સંસાર તેને તારવાને યોગ્ય એવી તે દુર્ગાદેવીને અમે નમસ્કાર કરીએ છીએ. ૪૫

**देवीं वाचमजनयन्त देवास्तां विश्वरूपाः पशवो वदन्ति ॥**
**सा नो मन्द्रेषमूर्जं दुहाना धेनुर्वागस्मानुपसुष्टुतैतु ॥४६॥**

દેવ એટલે પ્રાણો જે પ્રકાશવાળી વૈખરી વાણીને ઉત્પન્ન કરવાવાળા છે. અર્થાત્ નાભિમાંથી જે શબ્દરૂપ વાણી ઉત્પન્ન થાય તેનું નામ પરા છે પછી હૃદયસ્થાનમાં તે વાણી આવે ત્યારે તેનું નામ પશ્યંતી છે અને તે વાણી જ્યારે કંઠસ્થાનમાં આવે છે ત્યારે તેનું નામ મધ્યમા પડે છે અને મુખમાં આવીને જ્યારે સ્પષ્ટ રીતે બોલાય છે ત્યારે તેનું નામ વૈખરી વાણી કહેવાય છે. તેને ઉત્પન્ન કરવાવાળો પ્રાણ વાયુ છે. વ્યવહારની સિદ્ધિસારૂ તે વાણીને અમે સર્વે ઘણા રૂપવાળાં પશુ ( દેવતાઓ ) બોલીએ છીએ. અર્થાત્ જે વાણી વ્યવહારમાં સાક્ષાત્ કામધેનુ જેવી છે. માન દાન વગેરેને આપવાવાળી તેમજ અન્ન બળને આપનારી તે વાણીરૂપા કામધેનુ સારી રીતે સ્તુતિ કરે અને અમને પ્રાપ્ત થાવ અર્થાત્ અમારા સર્વ

મનોરથને પરિપૂર્ણ કરનારી તે વાણીરૂપ સરસ્વતી અમને પ્રસન્ન થાવ જેથી અમારામાં અપૂર્વ શક્તિ આવે અને અમારા કાર્યની જલદી સિદ્ધિ થાય. ૪૬

**कालरात्रीं ब्रह्मस्तुतां वैष्णवीं स्कन्दमातरम् ॥**
**सरस्वतीमदितिं दक्षदुहितरं नमामः पावनां शिवाम् ॥४७॥**

સર્વનો નાશ કરવાવાળો જે કાલ તેનો પણ નાશ કરવાવાળી તેથી કાલરાત્રી અર્થાત્ પ્રલયકાલમાં કાલનો પણ નાશ થઇ પ્રકૃતિમાં મળી જાય છે, મધુ કૈટભ દૈત્યના વધ સમયે બ્રહ્માએ સ્તવન કરેલી તેથી બ્રહ્મસ્તુતા અથવા બ્રહ્મ એટલે વેદ તેણે સ્તુતિ કરેલી તેથી બ્રહ્મસ્તુત વિષ્ણુની શક્તિ લક્ષ્મી તેથી વૈષ્ણવી, સ્કંદ જે કાર્તિક સ્વામી તેમની માતા અર્થાત્ પાર્વતી શિવશક્તિ, સરસ્વતી બ્રહ્માની શક્તિ, દેવોની માતા તેથી અદિતિ. દક્ષ પ્રજાપતિની દુહિતા (પુત્રી) સતી નામની નાના પ્રકારનાં રૂપોને ધારણ કરનારી પવિત્ર મૂર્તિ તે ભુવનેશ્વરીને અમે સર્વ દેવતાઓ નમસ્કાર કરીએ છીએ. ૪૭

**महालक्ष्म्यै च विद्महे सर्वशक्त्यै च धीमहि ॥**
**तन्नो देवी प्रचोदयात् ॥ ४८ ॥**

તે દેવીને અમે મહાલક્ષ્મીરૂપે જાણીએ છીએ, સર્વની શક્તિરૂપ તે દેવીનું ધ્યાન કરીએ છીએ, તે દેવી અમારા જ્ઞાનની તથા ધ્યાનની પ્રેરણા કરો. ૪૮

**नमो विराट्स्वरूपिण्यै नमः सूत्रात्ममूर्तये ॥**
**नमो व्याकृतरूपिण्यै नमः श्रीब्रह्ममूर्तये ॥ ४९ ॥**

વિરાટરૂપ તેમજ સર્વમાં ઓતપ્રોતરૂપ તે દેવીને અમે નમસ્કાર કરીએ છીએ, આ જગતનાં નાના પ્રકારનાં નામરૂપ

ધારણ કરી વ્યાપ્ત પામેલી તેમજ શ્રી બ્રહ્મમૂર્તિ જગદંબાને અમે નમસ્કાર કરીએ છીએ. ૪૯

**यदज्ञानाज्जगद्भाति रज्जुसर्पस्रगादिवत् ॥**
**यज्ज्ञानाल्लयमाप्नोति नुमस्तां भुवनेश्वरीम् ॥५०॥**

જેમ રજ્જુ (દોરડી)માં, દોરડીનું યથાર્થ સ્વરૂપ નહિ જાણુ-વાથી તેમાં સર્પની માલાની પાણીના રેલાની લાકડીની પૃથ્વીની ફાટની એવી અનેક પ્રકારની ભ્રાંતિ ઉત્પન્ન થાય છે, તેમજ ભગવતીનું યથાર્થ સ્વરૂપ નહિ જાણવાથી આ જગત્ મિથ્યા છતાં પણ સત્ય ભાસે છે. પરંતુ જેમ રજ્જુ (દોરડી)નું યથાર્થ સ્વરૂપ જાણ્યું એટલે સર્પાદિક એની મેળે મિથ્યા થઈ જાય છે તેમજ ભગવતીનું યથાર્થ સ્વરૂપ જાણવાથી જગતનો યાવત્ પ્રપંચ કલ્પિત છે એમ સિદ્ધ થાય છે ને ભુવનની ઈશ્વરી એવી જગદંબાને અમે નમસ્કાર કરીએ છીએ. ૫૦

**नुमस्तत्पदलक्ष्यार्थां चिदेकरसरूपिणीम् ॥**
**अखण्डानन्दरूपां तां वेदतात्पर्यभूमिकाम् ॥ ५१ ॥**

"**तत्त्वमसि**" તે તું છે. અર્થાત્ તત્ પદનો વાચ્યાર્થ ઈશ્વર અને ત્વં પદનો વાચ્યાર્થ જીવ. ઈશ્વરને કારણની ઉપાધી અને જીવને કાર્યની ઉપાધિ છે એ બંનેની ઉપાધિ જ્યારે દૂર કરીએ ત્યારે લક્ષ્યાર્થ પરબ્રહ્મ સ્વરૂપ એક થઈ પડે, તે શુદ્ધ બ્રહ્મ સ્વરૂપાને અમે નમસ્કાર કરીએ છીએ. ચૈતન્ય અદ્વિતીય રસરૂપ તેમજ અખંડ આનંદરૂપ વેદના રહસ્યરૂપ તે જગદંબાને અમે નમસ્કાર કરીએ છીએ. ૫૧

**पञ्चकोशातिरिक्तां तामवस्थात्रयसाक्षिणीम्**
**पुनस्त्वंपदलक्ष्यार्थां प्रत्यगात्मस्वरूपिणीम् ॥ ५२ ॥**

અન્નમય પ્રાણમય મનોમય વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ પ્રકારના જે કોશ તેથી અતિરિક્ત જેનું સ્વરૂપ છે. કોશ એ મીયાનનું નામ છે. જેમ તરવારના ઉપર મીયાન આવવાથી તરવા-વારનું સ્વરૂપ આચ્છાદિત થાય છે તેમજ આ શરીરમાં પણ એકના પછી એક એવી રીતે પાંચ પડદા છે તેમાંથી પરાંબાનું સ્વરૂપ પૃથક્ કરીને જાણવું. જાગૃત સ્વપ્ન સુષુપ્તિ એ ત્રણે અવસ્થાની સાક્ષી અને ત્વંપદનો વાચ્યાર્થ જે જીવ જેને કાર્યની ઉપાધિ વળગેલી છે અને તેનો લક્ષ્યાર્થ જે બ્રહ્મસ્વરૂપ અર્થાત્ વ્યાપક આત્મસ્વરૂપ એવી તે જગદંબાને અમે નમસ્કાર કરીએ છીએ. ૫૨

**नमः प्रणवरूपायै नामो ह्रींकारमूर्तये ॥**
**नानामन्त्रात्मिकायै ते करुणायै नमोनमः ॥ ५३ ॥**

પ્રણવ એટલે ઓંકારરૂપ, મહાલક્ષ્મીનું બીજ જે હ્રીં તેરૂપ, નાના પ્રકારના મંત્રરૂપ અર્થાત્ સર્વ મંત્રના આધારરૂપ અને કરુ-ણાની સાક્ષાત્ મૂર્તિ તે ભગવતીને અમે નમસ્કાર કરીએ છીએ.૫૩

**इति स्तुता तदा देवैर्मणिद्वीपाधिवासिनी ॥**
**प्राह वाचा मधुरया मत्तकोकिलनिःस्वना ॥ ५४ ॥**

એ પ્રકારે દેવતાઓએ ભગવતીની સ્તુતિ કરી. બાદ મણિદ્વી-પમાં વાસ કરીને રહેનારી તે ભગવતી મદોન્મત્ત કોકિલાના જેવા મધુર શબ્દ વડે દેવતાઓના પ્રતિ અત્યંત પ્રીતિથી બોલી. ૫૪

**॥ श्रीदेव्युवाच ॥**

**वदन्तु विबुधाः कार्यं यदर्थमिह संगताः ॥**
**वरदाहं सदा भक्तकामकल्पद्रुमाऽस्मि च ॥ ५५ ॥**

હે દેવતાઓ ! જે કાર્યને માટે તમે એકઠા મળી અહીં આવ્યા છો તે કાર્ય કહો. ભક્તોના મનોરથ પરિપૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ સમાન એવી હું સદા વરને આપવાવાળી છું અર્થાત્ તમે ખુશીથી વરદાન માગો હું આપવાને તૈયાર છું. ૫૫

**तिष्ठन्त्यां मयि का चिन्ता युष्माकं भक्तिशालिनाम् ॥**
**समुद्धरामि मद्भक्तान्दुःखसंसारसागरात् ॥ ५६ ॥**

હું જ્યાં સુધી બેઠેલી છું ત્યાં સુધી ભક્તિવડે શોભતા એવા જે તમે તે તમારે શી ચિંતા છે. અર્થાત્ મારે બેઠે તમારે કોઈ પણ પ્રકારની ચિંતા કરવી નહિ. મારી એવી પ્રતિજ્ઞા છે કે મારા ભક્તોનો હું દુઃખરૂપી સંસારસાગરથી ઉદ્ધાર કરું છું. ૫૬

**इति प्रतिज्ञां मे सत्यां जानीथ विबुधोत्तमाः ॥**
**इति प्रेमाकुलां वाणीं श्रुत्वा संतुष्टमानसाः ॥ ५७ ॥**

હે ઉત્તમ દેવતાઓ ! આ મારી સત્ય પ્રતિજ્ઞા છે એમ તમે નિશ્ચય જાણો. એ પ્રકારે પ્રેમથી ભરેલી વાણીને સાંભળી દેવતાઓ પોતાના મનમાં સંતુષ્ટ થયા. ૫૭

**निर्भया निर्जरा राजन्नूचुर्दुःखं स्वकीयकम् ॥**
**॥ देवा ऊचुः ॥**
**नाऽज्ञातं किंचिदप्यत्र भवत्याऽस्ति जगत्रये ॥ ५८ ॥**

હે રાજન જનમેજય ! દેવીના વાક્યથી નિર્ભય થયેલા તે દેવતાઓ પોતાનું દુઃખ કહેવા લાગ્યા, હે દેવિ ! સ્વર્ગ મૃત્યું અને પાતાલ એ ત્રણે લોકમાં શું તમારું અજાણ્યું છે અર્થાત્ તમે બધું જાણો છો અમે શું વધારે કહીએ. ૫૮

**सर्वज्ञया सर्वसाक्षिरूपिण्या परमेश्वरि ॥**
**तारकेणासुरेन्द्रेण पीडिताः स्मो दिवानिशम्　॥ ५९ ॥**

હે પરમેશ્વરિ ! તમે સર્વનાં સાક્ષી છો તેમજ સર્વ હકીકતને જાણનારાં છો તો પછી અમારે વિશેષ શું કહેવું. તારક નામના અસુરથી રાત દિવસ અમે પીડિત છીએ. અર્થાત્ તમારે બેઠે અમને તારકાસુરની બાધા થાય એ ઠીક નહિ તેથી તેનો ઉપાય જલદી કરવો જોઇએ. ૫૯

**शिवाङ्गजाद्वधस्तस्य निर्मितो ब्रह्मणा शिवे ॥**
**शिवाङ्गना तु नैवास्ति जानासि त्वं महेश्वरि ॥ ६० ॥**

હે મંગલરૂપ ભગવતિ ! બ્રહ્માએ તે તારકાસુરને વરદાન આપ્યું છે કે શિવજીના વીર્યથી ઉત્પન્ન થયેલો ઔરસ પુત્ર તારો વધ કરશે. પરંતુ હે મહેશ્વરિ ! તમે સર્વજ્ઞ છો માટે જાણો છો કે શિવજીને સ્ત્રી નથી. અર્થાત્ શિવજીની સ્ત્રી સતી દક્ષપ્રજાપતિના યજ્ઞમાં બળીને ભસ્મ થયાં છે. ૬૦

**सर्वज्ञपुरतः किं वा वक्तव्यं पामरैर्जनैः ॥**
**एतदुद्देशतः प्रोक्तमपरं तर्कयाम्बिके　॥ ६१ ॥**

સર્વને જાણનારના આગળ પામર જનોએ શું કહેવું જોઇએ અથાત્ તમે સર્વજ્ઞ છો તો તમારા આગળ અમે પામર દેવતાઓ શું કહી શકીએ. આજે તમને અમે કહ્યું છે તે તો કેવલ સૂચના જેવું છે બાકી તો હે અંબિકે ! બીજું જે કાંઇ છે તે તમે તમારી એળે જ જાણી લ્યો. ૬૧

सर्वदाचरणाम्भोजे भक्तिः स्यात्तव निश्चला
प्रार्थनीयमिदं मुख्यमपरं देहहेतवे ॥ ६२ ॥

હે જગદંબિકે ! તમારા ચરણારવિંદમાં અમારી દૃઢ ભક્તિ થાય એજ અમે વારંવાર માગીએ છીએ. અને એજ અમારે મુખ્ય પ્રાર્થના કરવાને લાયક છે. બાકી બીજું બધું જે અમે કહીએ છીએ તે તો કેવળ દેહના નિર્વાહને માટે છે. અર્થાત્ મુખ્ય તો અમારે તમારા ચરણની ભક્તિ જ માગવાની છે. ૬૨

इति तेषां वचः श्रुत्वा प्रोवाच परमेश्वरि ॥
मम शक्तिस्तु या गौरी भविष्यति हिमालये ॥ ६३ ॥
शिवाय सा प्रदेया स्यात्सा वः कार्यं विधास्यति ॥
भक्तिर्मच्चरणाम्भोजे भूयाद्युष्माकमादरात् ॥ ६४ ॥

એ પ્રકારે તે દેવનાઓનું વચન સાંભળીને પરમેશ્વરી બોલ્યાં કે હે દેવતાઓ ! હિમાલય પર્વતમાં જે મારી ગૌરી નામની શક્તિ ઉત્પન્ન થશે તે ગૌરી શિવજીને તમે આપજો અર્થાત્ તે ગૌરીનો વિવાહ શિવજી સાથે કરજો. અને તે ગૌરી તમારૂં કાર્ય સિદ્ધ કરશે અર્થાત્ તે ગૌરીનો પુત્ર ઉત્પન્ન થશે અને તારકાસુરનો વધ કરશે એટલે તમારૂં કાર્ય સિદ્ધ થશું અને મારા ચરણકમલમાં ઘણાજ આદરભાવથી તમારી ભક્તિ થાય એવું ભાગવતીએ દેવતાઓને કહ્યું. ૬૩–૬૪

हिमालयो हि मनसा मामुपास्तेऽतिभक्तितः ॥
ततस्तस्य गृहे जन्म मम प्रियकरं मतम् ॥ ६५ ॥

" કદાચિત્ કોઈ એવી શંકા કરે કે ભાગવતીનો જન્મ હિમા-

